# સ્પેન્તોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ.

લખનાર
**એરવદ બરજોરજી એરચજી બજાં**
તે મુમ્બાઈ ફીરોજ મદ્રેસાનો વિદ્યારથી.

**અવસ્તા.**

[illegible]
[illegible]

**અર્થ**—(અસો જરથોસ્તના જનમવાથી સ્પેનામીનોની પેદાયશ ખુશહાલ થઇને બોલી કે) "આપણું (રક્ષન કરવા) માટે સ્પેતમાન જરથોસ્ત જેવો આથોરનાન ભલે જનમ પામ્યો."

(ફ્રવરદીન યશત. ક. ૯૪)

મુંબઇ:
જહાંગીર બે. કરાણીનાં સ્ટેન્ડર્ડ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું તથા બાંધ્યું છે.

૩૮૦૭

# સપેન્તોમદ્યુશ અને અંગ્રોમદ્યુશ.

મુલ્લાં ફીરોજ મદ્રેસાના ઇ૦ સ૦ ૧૮૮૮ ના સાલના
મરહુમ શેઠ પાલનજી હોરમજી કાપડચાવાલા
"મીઠીબાઈ પ્રાઇઝ"નો ઇનામનો રસાલો.


લખનાર
એરવદ બરજોરજી એરચજી બજાં
તે મુલ્લાં ફીરોજ મદ્રેસાનો વિદ્યારથી.


**અવસ્તા.**

[illegible]
[illegible]

"ઉસતાનો જ઼તો આથ્રવ યો સ્પિતામો જ઼રથુસ્ત્રો."

**અર્થ**—(અસો જરથોસ્તના જણમવાથી સ્પેનામીનોની પેદાયશ ખુશહાલ થઇને બોલી કે) "આપણું (રક્ષન કરવા) માટે સ્પેતમાન જરથોસ્ત જેવો આથોરનાન ભલે જણુમ પામ્યો." (ફરવરદીન યશત. ક. ૯૪)


મુંબઈ.
જેહાંગીર બે. કરાણીનાં "સ્ટેનડર્ડ પ્રીંટીંગ પ્રેસ"માં છાપ્યો છે.
નાં૦ ૧૭ તથા ૧૮, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.
૧૮૮૯.

# અર્પણ પત્ર.

અથોરનાન તોલાના

## વડા દસ્તુરજી સાહેબ

દસ્તુર દારાબજી માહીયારજી

કે જેઓ

આપણા પાકીજેહ મહજબની બાબદોનો

**ફેલાવો કરવાને**

તેમજ

અથોરનાન વર્ગને કેલવાયલો જોવાને ઘણા ખાયસમંદ છે.

**તેવન સાહેબને આ ન્હાનું પુસ્તક**

**લખનાર**

મોટાં માન સાથે અર્પણ કરયું છે

# સુચના.

---

આએ રેસાલો છપાવવાના કામમાં સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સ-લેશન ફંડે ૧૦૦ નકલ ખરીદી મને જે મદદ અને ઉત્તેજન આપ્યું છે તે માટે ઉપલા ફંડના ત્રસ્તી સાહેબોનો આ જોગવાઇએ હું ઉપકાર માનું છું. તેમજ મુલ્લાં ફીરોજ મદ્રેસાનો અને શેઠ નશરવાનજી મનચેરજી કામાનાં ફંડના ત્રસ્તી સાહેબોનો, તથા બીજા સખી ગ્રહસ્થો કે જેઓએ આ કામમાં મને ઘટતી મદદ કીધી છે તેઓનો પણ આ તકે હું આભાર માનુ છું.

રચનાર.

---

આએ રેસાલો લખવામા નીચે જણાવેલા પુસ્તકોની મેં મદદ લીધી છે:—

જરથોશત નામું .............................. ખ. રૂ. કામાજી.

જરથોશતી અભ્યાસ .......................... „ „

વંદીદાદનો તરજુમો ફરંગ સાથનો............એ૦ કા૦ એ૦ કાંગા.

ઇજશનેનો તરજુમો ........................ „ „ „

ખુરદે અવસ્તાનો તરજુમો .................. „ „ „

તવારીખે સાસાન્યાન ........................................ દેસાઇ.

એકરાર નામુ ..............................એ૦ જી૦ જ૦ મોદી.

દીનકર્દ વાલમ ૧ થી ૪ .................. દ૦ પે૦ બે૦ સંજાણા.

યશત બા માએની ..................... મેહરજી રાણા અને વાછા.

સરોસ ઉપર લખેલો રેસાલો ............................ પા૦ દેસાઇ.

અશો જરથોશતની કેટલીએક બુલંદ ખાસીયતો વીશે ભાષાણ.......................... એ૦ સે૦ દા૦ ભરૂચા.

દૉકતર સ્પીગલનો અવસ્તાનો તરજુમો.

દૉકતર હાઉગનો પારસી ધર્મ ઉપરનો રેસાલો.

———

# સપેન્તોમદઇન્યુશ અને અંગ્રોમદઇન્યુશ.

## અવસ્તા પ્રમાણે સર્વ વસ્તુઓનો પેદા કરનાર તથા અંત લાવનાર અહુરમજદ છે.

હોરમજદ યશતમાં ખોદા પોતે પોતાનાં નામો ગણાવતાં કહે છે કે **"વીસ્પવન નામ અહ્મિ. વીસ્પતશ્ નામ અહ્મિ,"** એટલે કે "(હું) બધાંને મારનાર નામ વાળો છું. (હું) બધાને બનાવનાર નામ વાળો છું."[1] એટલુંજ નહીં પણ અહુરમજદની સીફતો આપણને ગાથા-વાંણીમાંથી ઘણી સારી રીતે મલે છે. તેમાં કહે છે કે "અહુરમજદ જગતનો પેદા કરનાર, તેને ટકાવનાર, તે ઉપર આપઅખતીઆર રાજ કરનાર, અનાડી, અનંત સર્વ વ્યાપી, સર્વ જ્ઞાની, સર્વ દર્શી, એકલોજ પ્રાર્થના કરવા જોગ, નહી ઠગાનાર, સર્વેથી મોહટો, આ અથવા આવતી જીંદગીમાં બરાબર બદલો આપનાર, અને અતી વૃધીનો કરનાર છે. તે જાહેર તથા છુપું બધું જુએ છે, તે ગેબી અકલનો ધણી છે. તે પવીત્ર વૃધી કરનાર સાહેબ છે. તે તમાંમ દાનાઇથી ભરેલો છે. તે સઘલું જુએ છે, તે સર્વથી છુપો છે. તે નેક દાનાઇવાળો છે. તે અતી વૃધી કરનાર, માણસને મરજીતું છુટાપણું આપનાર, અને નેકને નેક અને બદને બદ બદલો આપનાર છે. તેણે દુન્યાને અને દીનને, શરીર અને જાનને હસ્તી આપી. હસ્તીવાળાઓમાં સર્વેથી બલવાન તેજ છે. ભલી રાહે ચાલતાં અને બદીની સામણે લડતાં હાડમાર થનારના દુઃખી દીલની પ્રાર્થના સાભળનાર તથા તે દીલને દીલાસો અને સાંતી આપનાર તેજ છે. મહોટાંમાં મોહટી અને ખરી મદદનો દેનાર તેજ છે. તેજ છે એકલો પરસ્તેશને સજાવાર, અતિશ ફાયદો કરનાર, અને દયાનો કરનાર. તેજ છે જોરાવર,

---

1 હોરમજદ યશત ફ. ૧૪.

જોર આપનાર, અને મદદ તથા રક્ષણનો કરનાર. તેજ છે વ્યવસ્થાને જન્મ આપનાર બાપ, તથા તેનું પાલણ કરનાર. તેજ છે આફતાબ તથા સેતારાવોને રસ્તે પાડનાર, ચંદ્રની કળાને વધારનાર તથા ઘટાડનાર, જમીન અને આસમાનનો ધરનાર, પાણી અને ઓરવરનો પેદા કરનાર, પવન તથા વાદલને ગતી આપનાર, અને માણસ જાતનો પેદા કરનાર. તેજ છે દીવસ અને રાતનો બનાવનાર, ઊંઘ અને જાગૃતીનો આપનાર, વખતે વખત બંદગી કરવાને સજાવાર, અને ભલા ઉદ્યોગનું ફલ આપનાર. તેજ છે ઓરત અને ખાવંદ વચે તથા માંબાપ અને ફરઝંદ વચે કુદરતી પ્યારનો સરજનાર. તેજ છે ભલાઓને ફતેહમંદીનો આપનાર, સર્વથી મોહટો, ભવીષ્યનો જાણનાર નાદરૂસ્તને દરૂસ્ત કરનાર, ઇત્યાદી, ઇત્યાદી."

આ અને એવીજ બીજી સીફતો ગાથામાં અહુરમજદને લગાડી છે.

એ ઉપરથી આપણને અહુરમજદની શક્તી વીશે તથા તેનાં સર્વોત્તમપણાં વીશે માલમ પડે છે તે સર્વ વસ્તુઓ પેદા કરે છે અને તેઓની વૃધી કરે છે. તેમજ તે તેઓનો ઘટાડો કરે છે અને અંત લાવે છે. જરથોશતી ધર્મ પ્રમાણે હસ્તી આપનાર તેજ છે. તેમજ નીસ્તી લાવનાર પણ તેજ છે. જો આપણા ધર્મ પુસતકોમાં જરથોશતે ખોદાતાલાને એક પેદા કરનાર તરીકેજ ચીતારીઓ હતે અને શેવટ લાવનાર અથવા નાશ કરનાર તરીકે નહી ચીતારીઓ હતે, જો હોરમજદમાં પેદા કરવાની શક્તી હોય અને પેદા કર્યા પછી જો તેનો તેની પૈદાયશ ઉપર કાબુ ન હોય તો હોરમજદનું સર્વ શક્તીમાંન સાહેબ તરીકેનું ચીત્ર અધુરૂં ગણાય, પણ એમ નથી. આપણા ધર્મમાં જેમ અહુરમજદને પેદા કરનાર તેમ નાબુદ કરનાર જેમ હસ્તી આપનાર તેમ નીસ્તી લાવનાર જેમ સરૂ કરનાર તેમ છેડો લાવનાર ગણ્યો છે. ઇજશની, વંદીદાદ, અને યશ્તોના લખાણોમાં હોરમજદને સર્વ ચીજોનો બનાવનાર અને સર્વ પેદાયશનો સાહેબ લખીઓ છે. ઇજશનેનાં ૧૯ માં હામાં લખીઆ પ્રમાણે આસમાન, પાણી, જમીન, ઓરવર, ગોસ્પંદ, આતશ, માણસ, તથા તમામ બીજી પેદાયસોનો બનાવનાર ખુદ હોરમજદ પોતે છે. વંદીદાદની ૧૧ મી પરગરદમાં ચેરબાર આતશ, પાંણી, જમીન ગોશપંદ, ઓરવર, નર, નારી, સેતારા, માહ, ખોરશેદ, તથા બેહદ રોશનીઓ તથા બીજી તમામ પેદાયશ અહુરમજદની પેદા કાધેલી જણાવી છે. વંદીદાની ૨૨ મી પરગરદમાં તથા ઇજશનેનાં ૨૭ માં હામાં એ સીવાએ બીજે ઘણે ઠેકાણે અહુરમજદને સર્વેનો પેદા કરનાર ચીતારેલો છે.

---

## સપેન્તોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ.

હવે આપણે ઉપર જોયું કે અહુરમજદ જેમ પેદા કરનાર તેમજ અંત લાવનાર પણ છે. આવું એકએકથી ઉલતું કામ તે પોતાની બે શક્તીની મારફતે કરે છે.

હવે પેદાયશ અને ચીજોથી બનાવેલી સૃષ્ટિને સદાકાલ સુધી હોરમજદે પોતાના ચકરાવામાં ફરતી ખયાત બનાંવી છે, તે એવી રીતે કે એ ચીજો હસ્તીમાં આવે, પોતાનું ચક્ર પુરૂં કરે અને પછે ફનાં થાય. 'જેનું નામ તેનો નાશ' એ કેહવત પ્રમાણે પેદા થએલી ચીજો નામ પકડવા પછે તે નાશ પાંમીઆ વગર રેહતી નથી. પણ તેનો આ નાશ કોઇ બીજા નવા જનમનું કારણ આપે છે. 'યાને તે નાશ થયલી ચીજમાંથી નવી ચીજ પેદા થઇને કોઇ બીજુ નવું નામ પકડે છે. મતલબ એ કે એક ચીજે રોકેલી જગા ખાલી પડવા પછે તે જેમની તેમ ખાલી પડી રેહતી નથી. પણ તરતજ તે બીજી ચીજથી પુરાઇ જાય છે. એ રીતે ચીજો પેદા થાય છે અને નાશ પાંમે છે. અને તેમને એ હાલતમાં લાવવાનું કામ હોરમજદથીજ થાય છે. જો હોરમજદ જ્યારે પેદાયસોનોજ સાહેબ થયે તો તે પેદા કરીનેજ બેશી રહે નહી. કેમકે તેની પેદાયશ સ્થીર નહી પણ ફરતી તથા ફના થતી છે.

હવે એ પ્રમાણે પેદા કરી ફના કરવાના કામ એક એકથી ઉલટાં છે. તોપણ તેઓ બંધે સારાંજ કામો છે. તેઓ બંધે એક એકના ફાયદા-નાંજ કામો છે. પ્રથમ જન્મથીજ મરણ છે. હસ્તીમાંથી નીસ્તી છે. પ્રથમ રોશનીમાંથી અંધકાર છે. તોપણ તેજ મરણ, નીસ્તી, અને અંધકારમાંથી નવો જનમ, નવી હસ્તી અને નવી રોશની પેદા થાય છે. માટે બંધે કામો એક એકથી ઉલટા ગુણો ધરાવા છતાં એક એકને મદદગાર છે અને તેમના એ એક બીજાનાં ઉપયોગને લીધે બંધેને એકજ ધણીએ બનાવેલા છે. હવે આ એક એકથી ઉલટું કામ હોરમજદ પોતાની બે શક્તાની મારફતે કરેછે. તે બે શક્તીઓના નામ સ્પેન્તોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ છે. જે બેઉ શક્તી મીનો એટલે ગેબી તથા અણદીઠ છે.

---

## સ્પેન્તામીનોનો અર્થ.

ઉપલો બોલ **સ્પેન્ત** અને **મઇન્યુ**નો બનેલો છે. એ બોલ **સ્પન્** શ્વિ એટલે વૃધી કરવી ધાતુ ઉપરથી નીકલેલો છે. **સ્પેન્ત** એટલે વૃધી કરનાર, આબાદી કરનાર અને **મઇન્યુ** એટલે મીનો ગેબી, નહીં દેખઇતો,

અનદીઠ. હવે એ આખા બોલનો અર્થ નહી દેખીતો, આબાદી કરનાર, છુપો વૃધી કરનાર કરી થાયછે. એ વિષે ઇજશનેના ૧૯ માં હામાં હોરમજદ કહેછેકે "સ્પેન્તા મીનો (વૃધી કરનાર) મારી બે મીનોમાંની એક મીનો છે."*

---

## અંગ્રમઇન્યુશનો અર્થ.

એ બોલ **અંગ્ર** તથા **મઇન્યુ**નો બનેલો છે એનો ધાતુ **અંઘ્**-સાંકડું-તંગ કરવું, દુઃખ દેવું ઉપરથી નીકલેલો છે. **અંગ્ર** એટલે ઓછું-કમી-કોટા કરનારો, દુઃખ દેનારો, આબાદાનીને ઓછી કરનારો-તોડનારો. **અંગ્રમઇન્યુ** હેરેમન્ એને.ગનાંમીનોબી કહે છે. દેખીતી રીતેજ એ બોલનો અર્થ સ્પેન્તામઇન્યુશથી ઉલટો છે. જ્યારે સ્પેન્તામીનોનું કામ વૃધી કરવાનું છે ત્યારે અંગ્રમીનોનું કામ નાશ કરવાનું છે. જ્યારે પેહલો Creative Spirit છે ત્યારે બીજો Destructive Spirit છે. અને તેથીજ અવસ્તામાં અંગ્રમઇન્યુશને જાબજા ધીકકારેલો છે.

---

## સ્પેન્તો તથા અંગ્રમીનોની પેદાયશ.

આપણે ઉપર સ્પેનતા મઇન્યુશ તથા અંગ્રમઇન્યુશનાં અર્થ ઉપરથી જોયું કે સ્પેન્તા મઇન્યુશ પેદા કરનાર તથા વૃધી કરનાર છે તેમજ અંગ્રમઇન્યુશ કોતાઇ કરનાર તથા નાશ કરનાર છે. એ બેઉ શકતીઓ અહુરમજદની છે. પણ આએ દુન્યામાં જે સર્વ વસ્તુઓ હોરમજદે પેદા કીધી છે તેમાંની કેટલીએક માણસોની વૃધી તથા આબાદાનીના કામમાં આવે છે. અને કેટલીએક માણસોને વાસ્તે ફાયદો કરનારી હોયાને બદલે ઓર નુકસાન કરનારી હોય છે. એવી રીતે પેદાયશનાં બે ભાગ થયા છે. તેમાંના પેહલા ભાગને સ્પેન્તામીનોની પેદાયશ કહે છે. અને પાછલાને અંગ્રોમીનોની પેદાયશ કરી કહેવામાં આવે છે.

હવે સપેનાંમીનો અને અંગ્રમીનોની પેદાયશ એટલે શું તે ઉપર વીચાર કરતાં માલમ પડે છે કે જે પેદાયસો ઇનશાંન જાતનાં મોટા ભાગનાં તન મનનાં સુખને માટે અગત્યની છે તે સપેનામીનોની પેદાયશ છે. અને જે નુકસાનકારક તે અગ્રંમીનોની પેદાયશ છે. અવસ્તામાં નીચલી પેદાયશ સપેનામીનોની ગણી છે. "ખોરશેદ, માહ, સેતારા, જમીન, પાંણી, ઝાડપાન કેટલીએક જાતનાં પક્ષી, અને મોટા પશુ વીગેરેની પાસબાની

---

* ફ. ૯.

કરનાર કુતરાઓ." નીચલી પેદાયસ અંગ્રમીનોને લગતી ગણી છે. "ગંધીલી અને દુઃખ દરદ ઉત્પન્ન કરનારી જમીન, અનાજ ખરાબ કરનાર કીડી, ખાડાઓ કે જેમાંથી ખરાબ હવા નીકલતી હોય, અથવા દરો કે જેમાં ઝેરી તથા ફાડી ખાનારાં જણાવરો રહેતાં હોય તે" વંદીદાદની ત્રીજી પરગરદ પ્રમાણે અંગ્રમીનોને લગતાં છે[1] વંદીદાદની ૧૬મી પરગરદનાં ૧૨માં ફકરા પ્રમાણે દાણો ખરાબ કરનારી કીડી, તથા બીજા ખરફ્સતરોને અંગ્રમીનોની પેદાયશના ગણેઆ છે. એ જણુવરોને મારવાનું મોટું સવાબ છે. એ પેદાયસો ઉપરાંત નીચે વર્ણવેલાં માણસો, ખાસીએતો, ચીજો અને સાધનો અંગ્રમીનોને લગતાં છે:

"બીમારી, મોહતનો દેવ, (નેક માણુસના) દુશમન, અશોઇને તજનાર, અશોઇ વગરનો માણસ, માણસો ઉપર જુલમ કરનાર, સાંપની તોખમનો, વરૂની તોખમનો, બેપગાં વરૂની તોખમનો, બુરા વિચારનો, ઉલટા વિચારનો, આકરા સ્વભાવનો, ચુગલીખોર, દોસ્તીના ગુણ નહી ધરાવનાર, બુરી નજરવાલો, જુઠું બોલનાર ઘણોજ જુઠો. વેશીઆ, અને ઉતર તરફથી ફૂકતો પવન." એ ઉપરથી માલમ પડે છે કે જે પેદાયશ અથવા ચીજથી માણસોના મોટા ભાગના તન મન અને જાણુની સલામતીનો સંભવ હોય તે સ્પેનતોમીનોને લગતી તથા જેથી માણસોને નુકસાન થતું હોય તે અંગ્રમીનોને લગતી છે. એ ઉપરથી ત્યારે આપણુ માણસ જાતની ફરજ છે કે સ્પેનામીનોની તરફેન કરવી. યાને આપણા પેગંબરનાં ફરમાવ્યા પ્રમાણે જે કામ વૃધીનું હોય તે કરવું અને નાશને તજવો.

---

## વોહુમન અને અકમન.

આપણે ઉપર જોયું કે તમામ કુદરતમાં પેદાયશ અને અંત, વધારો અને ઘટાડો, વૃધી અને નાશ, એવી એકએકથી ઉલટી અસર ઉત્પન્ન કરનારી અહુરમજદની પોતાની બે શક્તીઓ સ્પેન્તામઇન્યુશ તથા અંગ્રમઇન્યુશ છે. હવે સ્પેન્તામીનોની શક્તીને મદદ કરવાને જે ખવાસ યા વિચાર આપણ માણુસ જાતના મનમાં આવે છે તે પણ બે નામોથી જણાયલો છે. "વોહુમન અને અકમન," જે વિચાર યા ખવાસથી માણસ સઘલું ભલુ અને સારૂં કરવાને શક્તીવાન થાય છે તે વોહુમન અથવા બમન (ભલો વિચાર) છે. અને જે વિચાર યા ખવાશથી માણસ બુરૂં અને ભુંડું કરવાને લલચાય છે તે અકમન (બુરો વીચાર) છે. બીજા શબ્દોમાં

બોલ્યે તો સ્પેનાંમીનોને લગતાં કામ કરવાનું "વોહુમન" સુચવે છે. અને અંગ્રમીનોને લગતાં કામ કરવાનું "અકમન" સુચવે છે. એ બેઉ ખવાસ માણસમાં ભેલાએલા છે.

હવે જે બે શક્તીઓ મારફતે હોરમજદ આપણી સૃષ્ટિનો કારોબાર ચલાવે છે તે શક્તીઓનાં હાથ હેઠલ પણ જુદી જુદી શક્તીઓ છે. સ્પેનાંમીનોની શક્તીને માટે વોહુમન, (બમન=ભલુ મન) અશવહીશત, (અરદીબેહશત-સઉથી સરસ પવીત્રાઇ) ક્ષથ્રવઇર્ય, (શેહરીવર=મરજી પ્રમાણેની સતા) સ્પેન્ત આરમઇતી, (સપંદારમદ=ભલી તાબેદારી) હઉરવતાત, (સંપુર્ણતા) અને અમેરેતાત (અમર્ગી) નામની શક્તીઓ મદદગાર છે.

અંગ્રમીનોની શક્તીનાં પણ છ મદદગાર છે. જેમ સ્પેનાંમીનોનો મુખ્ય મદદગાર વોહુમન છે, તેમ અંગ્રમીનોનો મુખ્ય મદદગાર અકમન છે. એનાં બીજા મદદગારો વંદીદાદની ૧૯ મી પરગરદ પ્રમાંણે ઇંદ્ર, સઉર્વ, નાઓઙ-હઇથ્ય, તઉરૂ અને ઝઇરી છે. એજ નામો આપણુને વંદીદાદની ૧૦ મી પરગરદ ફ૦ ૯ તથા ૧૦ માં, તથા બુનદેહશ બાબ ૧ લો ફ૦ ૨૭ માં મલે છે. જેમ સ્પેનાંમીનોનાં મદદગાર અમશાસ્પંદો તરીકે જણાયલા છે તેમ તે અંગ્રમીનોનાં મદદગારો "દેવો" તરીકે જણાયલા છે. જે નામ ઉપરથી અંગ્રમીનો પોતે "દએવનામ દેવ" તરીકે જણાયલો છે.

---

## હરેક માણસે પોતાના વોહુમન મુજબે ચાલવું જોઇએ.

હવે આપણે ઉપર જોયું કે આપણુ હરેક માણસ જાતની ફરજ છે કે સપેનામીનોની શકતીને વખાણી તેને લગતાં કામો કરવાં, અને અંગ્રોમીનોને ધીક્કારી તેને લગતાં બુરા કામોથી દુર રહેવું એટલે કે ભલાઇ અને નેકીનાં કામો કરવા અને ભુદાઇ તથા બદીથી દુર રહેવું. બીજુ આપણે જોયું કે જે ખવાસ અથવા વિચાર આપણને સ્પેનાંમીનોને લગતાં કામો કરવાને ઉશકેરે છે તે વોહુમન (બમન) છે. અને જે ખવાસ અથવા વિચાર આપણુને ગનામીનોને લગતાં કામો કરવાને ઉશકેરે છે તે અકમન છે. એ બેઉ ખવાસો "વોહુમન અને અકમન" આપણ માણસ જાતની મનશની ગવશની અને કુનશની (એટલે વિચાર વચન અને કાંમ) ઉપર આધાર રાખે છે. એટલે એઓની ઉપર પોતાની અસર ચલાવે છે જ્યારે વોહુમન મનશની ગવશની અને કુનશનીને ભલે અને નેક માર્ગે લઇ જવાની કોશેસ કરે છે ત્યારે અકમન તેથી ઉલટી રીતે તેઓને આડે

**માર્ગે લઇ જવાની કોશેસ કરે છે. જો પેહલો ખવાસ (વોહુમન) પોતાની કોશેશમાં ફાવે છે તો આપણી મનસની, ગવશની અને કુનશનીનું શેવટ** હુમત હુખ્ત અને હવર્ષ્ટ (સારા વિચાર, સારા વચન અને સારા કામ)માં આવે છે. જો બીજો ખવાસ (અકમન) પોતાની નેમમાં ફાવે છે તો આ-પણી મનશની, ગવશની અને કુનશનીનું શેવટ દુશમત દુઝુખત અને દુઝુ-હવર્ષ્ટ (બુરા વિચાર બુરા સખુન અને બુરા કામમાં) આવે છે.

હવે જ્યારે આપણી ફરજ છે કે સપેનામીનોની તરફેણ થવું અને ગનામીનોની વીરૂધ જવું. અને જ્યારે આપણું વોહુમન સપેનામીનોની તરફેણ કરેછે અને અકમન અંગ્રમીનોની તરફેણ કરેછે, ત્યારે વોહુમનની ઉશકેરની પ્રમાણે ચાલવું એ આપણી ફરજ છે. અને અકમનની ઉશ-કેરની પ્રમાણે નહી વરતવું એ આપણો ધર્મ છે. બીજા શબ્દોમાં બોલયે તો આપણા હુમત હુખત અને હવર્ષ્ટ ઉપર આપણા વોહુમનને સરદારી ભોગવવા દેવી જોઇએ, અને તેઓ ઉપર અકમનની જે કંઇ પણ સત્તા હોયતો તે એકદમ તોડી નાંખવી જોઇએ. આપણો પેગંબર જરથોશત ગાથા અહુનવઇતીમાં દાદાર અહુરમજદ પાસે એવી દોવા માંગે છે કે **એ વાઓ મજદા અહુરા પઇરી-જસાઇ વોહૂ મનઙ્હા** એટલે કે "ઓ હોરમજદ ભલા મનની (બમન) ની મારફતે હું તમારી આસપાસ પોહચવા ઇચ્છુંછું."*

એ ઉપરથી આપણુને માલમ પડેછે કે આપણા પેગંબરે જે પોતાની દીનનો ફેલાવો કીધો હતો તે પણ તેના વોહુમનની ઉસકેરનીથી થયો હતો.

વોહુમનની ઉસકેરની પ્રમાણે ચાલવાથીજ આપણો પેગંબર જર-થોશત દેહ દાદાર અહુરમજદને પોહચ્યો હતો. અને તેથીજ તે સાહેબ મોટી આફતો વચ્ચે, ઘણા સંકટો વેઠીને, પુર ફતેહમંદી સાથે પોતાના હરીફોને પોતાનો ખાલેસ ધર્મ સમજાવવાને શક્તીવાન થયો હતો.

---

## સ્પેન્તોમઇન્યુશ તથા અંગ્રેમઇન્યુશ વિશે જરથોશતનું ભાષણ.

આપણો પેગંબર પોતે બનાવેલી ગાથા વાંચી, હાઇતીના ૩૦ માં હામાં એક ભાષણનાં આકારમાં પોતાના શ્રોતાજનોને સમજાવે છે તે પેહલાં તે પોતાના સાંભલનારાઓને નીચે પ્રમાણે વીનંતી કરેછે: "તમો, કે જેઓ અતરે એકઠા થયા છો તેઓને મજદ (ખોદા) એ જે કહેલું છે

---

* યસન હા. ૨૮ ફ. ૩.

તે જાહેર કરૂં છું. તમોએ તે ખુબ ધ્યાનથી સાંભળવું અને તમારામાના
દરેક જણે આજ રોજે મારૂં કહેલું સાંભલીને પોતાને જે સારૂં લાગે તે
પોતા માટે પસંદ કરવું" એમ વીનંતી કરી પોતાની દીનની એ
બે મીનો શકતીઓ વિષેની ફીલસુફી તેઓને સંમજાવે છે. જેનો સાર
શેઠ ખરશેદજી રૂ૦ કામાંજીનાં જરથોશત નામાં ઉપરથી નીચે પ્રમાણે છે:

"પહેલાં બે મીનોઇ જોડીઆં બનીઆં. એ બંધેએ એક ભલા
અને બીજા ભુંદા મીનો (સ્પેનાંમીનો તથા અંગ્રમીનો) એમ મનસની
ગવસની અને કુનસનીનાં બાબમાં તાલીમ લીધી હતી. જેઓ દાનાઇ
ધરાવનારા છે તેઓ સચ્ચાઇ (ભલામીનોની અસૂર) અખત્યાર કરે છે.
પણ જેઓ બુરૂં સમજનાર છે, તેઓ તેથી યાને સચ્ચાઇથી પરહેજ
એટલે દુર રહે છે. એ બંધે મીનોઇ શકતીઓએ દુન્યા પેદા થવા
આગમજ પોતાનું કૌવ્વત અજમાવ્યું. જેમ એકે જીંદગી તથા ટકાઉ-
પનું પેદા કીધું, તેમ બીજીએ આએ દુન્યાનો અંત એટલે નાશ શોધ્યો.
જેઓ જુઠાઇની સંફનાં છે તેઓ ઘણા બદ છે, જે સાચ્ચા છે તેઓને વાસ્તે
સૌથી ઉત્તમ મન છે."

એનો સાર એ છે કે જરથોશતી દીનની ફીલસુફી પ્રમાણે આએ
દુન્યા બનાંવવામાં બે મીનો શકતીઓ કાંમે લાગી છે. એક સારી મનસની,
ગવસની અને કુનસની વાલી છે. અને બીજી નરસી મનસની ગવસની
અને કુનશની વાલી છે. જેઓ પોતાની અક્કલ વાપડી વિચાર કરે છે
તેઓ સારી મનસની પસંદ કરે છે. પણ જેઓ વગર અક્કલનાં છે તથા
આડી સમજનાં છે તેઓ બુરી મનસની પસંદ કરે છે, સારી મીનો-
શક્તી જીંદગી આપે છે અને સર્વ ચીજોને હસ્તીમાં સંભાળી લે છે. બદ
મીનો સર્વનો નાશ કરે છે. જુઠાઇ બદ મીનોની છે તેથી તે બદ છે સચ્ચાઇ
ભલામીનોની છે તેથી તે સારી છે.

વલી ઇજશનેનો ૪૫ મો હા જે પણ આપણા પેગંબરનું એક ભાષાન
છે, ત્યાં એ બાબદ વધારે ખોલ્લી રીતે સમજાવી છે. જેનો સાર પણ જર-
થોશતનામાં ઉપરથી નીચે પ્રમાણે છે.

"જેઓ નજદીકના છેઓ કે જેઓ દુરના છેઓ તેઓ કાન ધરીને
સાંભલો. હવે ફરીને જુઠાઓની બદ શિખામનથી દુન્યાનો બીગાડો નહી
થાશે. આએ દુન્યાની બે મીનો વીશે હું તમોને સમજાઊં છું કે એ બેમાની
જે વરધી કરનારી સ્પેન્તામીનો હતી, તેણે જે કોટાઇ કરનારી અંગ્રમીનો
હતી તેને કહ્યું, કે મારૂં મન, મારી શિખામણ, મારી અક્કલ, મારી પસં

દગી, મારાં વચન, મારાં કામ, મારી દીન તથા મારૂં રવાન તુંને વલગતું નથી, એટલે કે તારી રાહ, સમજ તથા દીન, મારાથી તદન જુદીજ છે, અને તું મારી શિખામણ, દીન તથા અક્કલ કબુલ રાખતો નથી. આએ દુન્યાની સૌથી પેહલી બાબદ તરીકે દાનાઇ ભરેલા હોરમજદે જે મને કહ્યું છે તે હું તમોને કહી સંભલાઊં છું કે તમારામાંના જે કોઇ આએ માથ્રને મન તથા વચનથી અમલમાં નહીં લાવશે, તેઓને વાસ્તે આએ જીંદગીનો છેડો લાવ્યામાં આવશે. યાને કે જે કોઇ આએ ધર્મ જે હું લાવ્યો છું તે કબુલ કરશે નહીં તેઓ સુખ હાંસેલ કરશે નહીં, યાને સુખ હાંસેલ કરવાથી બેનસીબ રહેશે, અને તેઓની જીંદગી નહીં જીવ્યા બરોબરની થશે, ગોયા તેઓને વાસ્તે દુન્યાનો છેડો આવશે. આએ દુન્યાની સૌથી ઉત્તમ બાબદ તરીકે હું તમોને સમજાઉં છું કે સચ્ચાઇથી હોરમજદે મને જણાવ્યું છે કે તેણે આએ (દીન) આપી છે તથા કામ કરનારાઓની અક્કલનો બાપ તે છે, તથા ભલાં કામ કરનારી તાબેદારી તેની બેટી થાય છે. સૌથી વૃધ્ધી કરનારે જે મને કહ્યું છે તે હું તમોને કહુંછું કે માણસોને સાંભલવાને વાસ્તે આએ ઘણાંજ ઉત્તમ સખુંનો છે કે જેઓ આએ મારા સખુનોને કાન આપશે તેઓને હોરમજદ ભલી મનસનીનાં કામો કરવાનાં બદલામાં તંદરોશતી તથા અમર્ગી પોંહચાડશે."

આપણા પેગંમબરે પોતાના સાગરેદો આગલ કીધેલી ઉપલી વાયજ ઉપરથી જણાએ છે કે આપણા પેગંબરે પોતાનાં ઇશ્વરજ્ઞાનનો પાયો માત્ર એકજ ખોદાની પરસતેસ તથા પીછાંન કરવાને રચ્યો છે. તેનાં નીઆગાનો એકથી વધારે સારા આત્માઓને 'અહુર'ને નામે માનતા હતા, પણ પેદા કરનાર એકથી અનેક હોય નહી એમ સમજી તથા સમજાવીને જરથોશતે માત્ર એકજ સારા આત્માને પસંદ કીધો, અને તેને 'અહુર' અથવા 'મજદ' અથવા 'અહુરો મજદાઓ'ને નામે ઓલખીઓ અને ઓલખાવ્યો. જરથોશતનો અહુરમજદ "ગેતી અને મીનોની જીંદગીનો પેદા કરનાર છે, તે તમામ જગતનો સાહેબ છે કે જેના હાથમાં સઘલાં પ્રાણીઓ છે. તે રોશની પોતે અને રોશનીનું મુલ છે. દહાપણ અને જ્ઞાન તે તેજ છે. જે ધર્મી માણસ વિચાર, વાણી અને કામમાં ખરો છે તેને અહુરમજદ ભલુ મન, (વોહુમન–બમન) સર્વેથી ઉત્તમ સચ્ચાઇ (અશવહીશત–અરદીબેહશત) દરેક દુન્યાઈ ફાયદાનો જથ્થો, (ક્ષથ્રવઇરય શેહરવેર) ભક્તી અને ચોખ્ખાઈ, (અરમઇતી–અસ્પંદાદ) તંદરોશતી (હઉવતાત–ખોરદાદ) અને અમર્ગી (અમેરેતાત અમરદાદ) એ સઘલી બક્ષેશ બક્ષે છે. તમામ જગતનાં હાકમ બક્ષેસ દાખલ તે માણસોને ઇનામો આપે છે એટલુંજ નહીં પણ તેજ વખતે

વલી તે ધાતકી માણસોને સજા કરે છે. સારૂં માઠું નસીબ કમનસીબ જે સઘળું પેદા કીધેલું છે તે તેનુંજ કામ છે." *

ગનામીનો જોકે હોરમજદનું ફરમાવેલું કામ કરેછે અને તે જોકે સપેનામીનોનો જોડીઓ અને મદદગાર છે તોપણ નીતીની ફીલસુફી પોતાનો મજહબ પાલનારાઓને શીખવવાની મતલબથી જરથોસ્તે આમ લોકોને એ મીનો જેવો બહારથી કાલો દેખાયો તેવોજ તેને કાલો દેખાવા દીધો, અને તેનાં સંબંધી માણસનાં મનમાં જે કુદરતી ધીક્કાર પેદા થયો તે ધીક્કારમાં તેણે વધારો કરી આપીઓ. એમ કરવાની આપણા પેગંબરની મુળ મતલબ પોતાના શાગેર્દોને નીતીને રસ્તે લાવવાની હતી. ગનામીનો સપેનાગીનોની પેદાયસને કેવો હલાક કરે છે, અને એ પેદાયસ ઇનસાનને વહાલી હોવાથી તે કેવું દલગીર થાય છે, તે દલગીરીને લીધે ગનામીનો કેવો નઠારો માલમ પડે છે;—એ સઘળું દેખાડીને જરથોશતની મતલબ એવું દેખાડવાની હતી કે ગનામીનોનાં જેવાંજ કામો કરનાર ધણી તેના જેવોજ નઠારો છે, ઇનસાનને તેના જેવોજ નાપસંદ છે, ભલા લોકોને તેના જેવોજ હલાકી પોંહચાડનારો છે, ઇત્યાદી.

હવે ગનામીનો જેમ બુરો છે તેમજ તેના વિચારો, તેના વચનો અને તેના કામો પણ બુરાંજ છે; માટે તેની રાહ ઉપર ચાલનારા ઇનસાન પણ બુરાજ છે અને તેઓના વિચારો, વચનો, અને કામો પણ બુરાજ છે. જેમ સપેનામીનો પોતાના આ હરીફને તેની બુરાઇને લીધે તોડતો રહે છે તેમજ સપેનાંમીનોની રાહ ઉપર ચાલનારાં ઇનસાંનો બી પોતાથી ઉલટા કોલનાં, હેરમનની દીન કબુલ કરનારાં ઇનસાંનને તોડતાં રહે છે. અને સેવટે જેમ સપેનાંમીનો ગનાંમીનોની રાતને મારી ને દીવસની રોશની જાહેર કરે છે, અને તે ગનાંમીનોની ઉપર ફતેહ પાંમે છે, તેમજ મજકુર હેરમનની રાહ ઉપર ચાલનારા માણસોની બુરાઇ ઉપર, નેક રાહ ઉપર ચાલનારા ફતહે મેલવે છે.

જરથોશતી દીન પણ આજ હતી. એ દીન તેણે સ્પેનતોમઇન્યુશની પેદાયસ ઉપર રચી હતી, કેમકે ગનાંમીનોનું કાંમ પેદાયશનો નાંશ કરવાનું અને તેટલા વાસ્તે બુરૂં છે, પણ સપેનાંમીનોનું કાંમ પેદાયશની વૃધી કરવાનું અને તેટલા વાસ્તે ભલું છે. એટલાજ માટે જે ધણી વૃધી કરી શકે તને જરથોશતે પસંદ કીધો અને જે નાંશ કરે તેને ધીક્કારીઓ. નાશથી નાંમ રાખનારી ચીજની આખેરી આવે છે, અને જેનો અંત આવ્યો તે દુન્યાથી જાય છે, માટે ગનામીનો (અંત લાવનાંર) કરતાં

* હાઉગનો રેસાલો પા૦ ૩૦૧,૩૦૨

સપેનાંમીનો (પેદાયસની વૃધી કરનાર) જરથોસતની નજરમાં શ્રેષ્ઠ જણાયો. સપેનાંમીનોની પેદાયશ તમામ નેકીનો વધારો કરવાને લગતી છે. તે પેદાયશ બદીનો શત્રુ છે તે પેદાયશ બુરાઇને મુલથી ઉખેરી નાખે છે. તે પેદાયસ ઉપર રાજી થનાર ધણી અહુરમજદને પસંદપડતો માણસ છે. ખોદાને તે ધણી ખુશાલ કરે છે. તેમ કરીને તે દેવ પરસ્તો ગનાંમીનોની રાહ ઉપર ચાલનારાઓને ઉંધા નાખે છે, તે આ દેવપરસ્તીઓની પેદાયશનો નાશ કરનારી શક્તીઓ દેવોને કમજોર કરે છે. એ પેદાયશ વળી એકજ કીરતારને ઓલખવા અને પુંજવાનું શિખવે છે. એ પેદાયશ પસંદ કરવાનું જરતોશતનું કારણ તેનાં વૃધી કરવાનાં ગુણને લીધે હતું, વૃધી નાશને હસી કહાડે છે, તેને દાબી નાંખે છે, તેને મારી નાખે છે, તેનો નાશ કરે છે. વૃધી વૃધીને વધારે છે, નાશને ફાલવા દેતી નથી. વૃધીનું બલ ઘટે, પેદાયશનો કાબુ ઓછો થાય, ત્યારેજ નાશ પોતાનો પગ લંબાવે છે, ત્યારેજ તે ફતેહ મેલવે છે, ત્યારેજ બુરાઇ ફાવે છે, ત્યારેજ ભલાં માણસો દુ:ખી થાય છે. પણ એમ ઝાઝો વખત ચાલતું નથી. વૃધીનું કામ કદી અટકતું નથી, સપેનાંમીનો પેદાયસ વધારતાં થોભતો નથી; એટલે નાશનો જોર ટકતો નથી, બુરાઇ ફાવેલી રહેતી નથી, તે હારી ખાય છે, તે બલાઇથી બીહીને નાશે છે, અને અંતે નેકીનો જય થાય છે.

હવે આટલા ખોલાસા ઉપરથી આપણે જોયું કે સર્વ મીનોનો પેદા કરનાર અહુરમજદ છે આગે સરજીને સાલાસ સુધી કાયમ રાખવા માટે અહુરમજદનાં ફરમાવ્યાથી બે મીનોઇ શક્તીઓ કામ કરે છે. એ બે શક્તીઓ રાત અને દીન આગે સૃષ્ટિના કુદરતનું કામ વગર અચકવે ચલાવી જાય છે.

---

## બે એકએકથી ઉલટી શક્તીઓ વિષે પ્રોફેસર સેમ્યુઅલ લેંગના વિચારો.

પ્રોફેસર સેમ્યુઅલ લેંગ પોતાની બનાવેલી "મોડરન જોરાસતરયન" નામની ચોપડીમાં એ બેઉ એકએકથી ઉલટી શક્તીઓ વિષે નીચે પ્રમાણે કહે છે.

"આજની વીદ્યાના જમાનામાં મુખ્ય ફીલસુફી જે મુકરર થઇ છે તે પોલારીતી (Polarity) યાને દરૂની સામસામી ખેંચાન શક્તીની શોધ છે. આ શક્તી સમજાવવાને મી૦ લેંગે પોતાના પુસ્તકના ૧૫ પ્રક-

નોમાંના પેહલાં ૧૧ પ્રકરણો રોકયાં છે. આ સામસામી ધૃવ શક્તીનો કાયદો તમામ ખુદરતમાં ફરી વળેલો છે. અને શું નિરજીવ કે શું જીવદાર પેદાયસમાં, શું આકાશી ગોલાવોમાં કે શું દુન્યાઇ બનાવટોમાં, શું, જાનવરો કે શું માણુસમાં, શું હાડમંદ ચીજોમાં કે શું ગેબી ખાસીયતોમાં અને શું મગજની શક્તીઓમાં કે માણુસાઇ ગુણોમાં સર્વે ચીજોમાં આ સામાસામી "પોલારીતી" ની શક્તી ખોદાતાલાએ પેદા કરેલી છે. તેથીજ તેઓ તકે છે, હાલે ચાલે છે, અને આગલ વધે છે' જેમકે દરેક વસ્તુ સુક્ષ્મીક રજકનોમાંથી બનેલી છે તે રજકનોના એક છેડે જોડાઇ રેહવાની ખેંચાન શકતીથી છે. અને બીજી તરફથી છુટા પડવાની સામી શકિત છે. અને એ બે શકતીઓ સાથે મલીને તે વસ્તુને બાંધી રાખે છે. બીજો દાખલો લઇએતો આકાશી ગોલાઓ સુરજની આસપાસ ફરેછે તે બે શકતિઓથી ફરે છે. એક શકતિ તેમને સુર્ય ઉપર ખેંચે છે, કે જેથી પૃથ્વી અને બીજા ગોલાઓ ફરતાં ફરતાં સૂરજની ઉપર જઇ પડવા જોઇએ. બીજી શકતિ જે તેમની ગતીથી આવે છે તે તેમને સામી તરફ ખેંચે છે કે જેથી એજ ગોલારૂપી ગ્રહ આસપાસના હદ વગરનાં પોલાનમાં ઉડી જવા જોઇએ; પણ આ બે સામસામી શક્તિઓ સાથે મલીને તે ગોલાવોને તેમનાં ગોલ કુંડાલામાં એકસરખા ફેરવ્યા કરે છે. નીરજીવ કુદરતની એ બેવડી શક્તિ સમજાવવાને પાંચ પ્રકરણો રોકયા પછી ગ્રંથકરતા જીંદગીનું એકએકથી ઉલટાપણું સમજાવે છે, જન્મ અને મરણુ, ખાવું અને ખવાવું, મરદ અને ઓરત; પછી ઓલાદે ઉતરવું અને ઓલાદથી જુદા પડવું એ સઘલી વીધ્યાની ચમત્કારીક વિગતો ૯ માં પ્રકરણ સુધી આપી છે,

આ જાતની એકએકથી ઉલટી શકતી જેમ હાડમંદ તેમજ મીનોઇ દુન્યામાં, અને જેમ શારીરિક તેમજ આત્મીક ગુણોમાં, જેમ સંસારમાં તેમજ નિતીમાં અને જેમ નિતીની તેમજ ધર્મની ફીલસુફીમાં પ્રસરેલી છે. સુખ અને દુઃખ, સારૂં અને માઠું, સદગુણુ અને દુર્ગુણુ નેકી અને બદી એ બે સામસામી તત્વોની મેલાવટથી દુન્યા, સંસાર, નીતી અને ધર્મ સર્વ બંધાએલાં છે. માંણુસનાં ગ્નાનની ચોકસ હદ છે. કેટલુંક દેખીતું છે અને કેટલુંક ગેબી છે. કેટલુંક ગ્નાન જણાય એવું છે, કેટલુંક હવે જણાશે એવું છે, પણ કેટલું એક કદી જણાય નહી એવું છે. ખોદાની ખોદાઇ એ છેલ્લાં ગેબી ગ્નાનનો એક ભાગ છે. કે જે ઉપર ધર્મ સાસતરો રચેલાં છે. પણ એમાંબી દેવતા અને દૈત્ય, ખોદા અને શેતાંન હોરમજદ અને હેરેમન, સ્પેન્તોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુંશ એવી બે સામ સામી શકતીઓની પીછાંન કરવામાં આવી છે. પણ ફીલસુફીની

એ 'પોલારીતી' ઉપર જુદા જુદા ધર્મ સાસત્રોએ ઘણાં ગોટાં ખાધાં છે. તેઓ આજની વિધ્યાનાં સોધી કાઢેલા એ બે તત્વોને ભેલી નાખે છે. અથવા તો એકમાંથી બીજું નીકલેલું જણાવે છે. અથવા બે તત્વોને હવે પછી મલી જશે એમ જણાવે છે, અને ભવિષ્યમાં સઘળી બદી નાશ પામીને સઘળી નેકીજ રહી જશે એમ સમજાવે છે. જુદા જુદા ધર્મોમાં એ રીતે જુદી જુદી રીતે આ ફીલસુફી સમજાવી છે. પણ આજની વિધ્યા "પોલારીતી" ની સામસામી શક્તીની શોધથી એથી જુદુંજ શીખવે છે, તેમાં સારૂં ને માઠું, સુખ ને દુ:ખ, પાપ ને પુન, એકસરખુંજ પ્રબલ જણાય છે. એ બેઉ સામસામી શક્તીઓ સાથેજ ચાલે છે. અને તેમની બગલગીરીથીજ સઘળું નીભી રહ્યું છે. જેમ જેમ ખોડ ખાંમીઓ વધે છે તેમ તેમ સુધારો ચાલે છે. અને દુન્યા આગળ વધે છે. વળી જેમ સુધારો આગળ વધે છે તેમ સારી શકતીનુંજ પ્રબલ થતું નથી. અને દુરાચરનનો તદન નાશ થતો નથી. ગમે એટલા સુધારા વચ્ચે સારૂ તેમ માંઠુ વધતુંજ ચાલે છે. સુખી વધારે સુખી થાય છે. દુ:ખી વધારે દુ:ખી થાયછે. માટે મી૦ સેમ્યુઅલ લેંગ પોતાનાં ૧૦ માં પ્રકરણ સુધી દેખાડે છે કે એ બેઉ સામસામી શકિતી અંતકાલ સુધી સૃજેલી છે. અને જે અસલી ફીલસુફી આજની વિધ્યાની એ "પોલારીતી"ની શોધની પીછાન કરાવે છે તેજ ફીલસુફી શુદ્ધ અને સહી છે તેવી ફીલસુફી જરથોશતી ધર્મમાં છે કે જેમાં "પોલારીતી"ની સામસામી ધૃવ શક્તિની અછી પીછાન કરેલી છે. માટે આજની વિધ્યાની એ નવી ફીલસુફીને મી૦ લેંગે પોતાના ૧૧ પ્રકરણમાં કોઇ બીજા સારા નામની ગેરહાજરીમાં Zoroastrianism (જરથોશતીપનું) એવું ખાસ નામ આપે છે. ગ્રંથ કરતા બતાવે છે કે સઘલું સારૂં તેમજ માઠું ખોદાથી નીકલેલું છે એ ખ્યાલ ખરાબી કરે છે કાંકે નરસાનો કર્તા તે સાહેબને ધારી માણસો નરસાનો બચાવ કરે છે અથવા નરસામાં તે સાહેબની મદદ માંગે છે અથવા તે સાહેબને પોતાને હાથે બીજાનું નરસુ ચાહે છે. અથવા તે નરસાનો બેલી છે એમ સમજે છે. અને તેનાથી નરસાની માફી ચાહે છે મી૦ લેંગ બાઈબલમાંથી એના દાખલા આપે છે પણ કહે છે કે જરથોશતનો એક માનનારો તેમ કરતો નથી. તે તુરત જોય છે કે આ નરસુ હોરમજદનું નહી પણ હેરેમનનું કામ છે અને તે કામમાં ભાગ લેવાથી તે જરથોશતી જે ઝુંડા તલે જોડાય છે તે ઝુંડો છોડીને નુરનાં સાહેબ સપેનાંમીનોને બદલે અંધકારના સાહેબનાં કામ કરે છે" ઇત્યાદી. *

---

* રાસ્ત ગોફતાર તા૦ ૨૫ મી સપતેમબર ૧૮૮૭.

# સ્પેનતો તથા અંગ્રોમીનો બેઉ એક એકનાં જોડીઆ છે તે વિષે અવસ્તામાંથી મલતા દાખલા.

હવે એ બે શક્તીઓ પોતાનું પેદા કરવાનું કામ હંમેસાં સરખી રીતે કરે છે. એઓને અવસ્તામાં વારેઘડીએ જોડકાં તરીકે ગણેલાં છે. જે ઠેકાંણે એ બેઉ મીનો શક્તીનાં નામ સાથે આવે છે ત્યાં એ બંનેને જોડકાં ગણીને એઓનો આકાર દ્વીવચનમાં વપડાયલો મલે છે દાખલા તરીકે સરોશ યશત રાતની વડીનાં પેહલા કરદામાં જ્યાં એવું આવે છે કે "સરોસ ઇજદે બંધે રક્ષત કરનાર તથા બનાવનાર જેઓએ તમામ પેદાયશ બનાવી (તેઓને) આરાધ્યા." ત્યાં **પાયુ** અને **થ્વોરેશ્તાર** દ્વીવચનમાં વાપડેલા છે. તેજ પ્રમાણે એજ યશતનાં ૭ માં કરદામાં જ્યાં કહે છે કે "બે મીનો નામે સપેનાંમીનો તથા અંગ્રમીનોએ પેદાયશ પેદા કીધી ત્યારથી સરોશ ખુશ ઉંઘાગો નથી" એજ પ્રમાણે ફરવદીન યશતમાં,* પણ એઓને જોડકાં તરીકે ગણેલાં છે. જમીઆદ યશતમાં† એક મગરૂરી ભરેલો શખશ તકોબરીથી બોલે છે કે "હમણાં તો હું પુખ્ત ઉમરમાં આવેલો નથી, પણ નરીમાન કેરસાસ્પ જો મને મારી નાખશે નહીં અને હું પુખ્ત ઉમરે પુગવાને જીવતો રહેવશ તો આસમાનની ગાડી બનાવી તે ઉપર બેસીશ, અને જમીનને તે ગાડીનું પૈડું બનાવીશ. અને એ ગાડીને ખેંચી લઇ જવા સ્પેન્તોમીનોને બહેશતમાંથી હેઠલ પાડીશ તથા અંગ્રમીનોને દોઝખમાંથી ઉપર લાવીશ અને એ બંધેની જોડી કરી મારી ગાડીમાં જોડીશ."

આ ઉપરથી ખોલ્લી રીતે એવું જણાય છે કે સ્પેનતોમીનોનું રહેઠાંણ બહેશતમાં છે અને દોઝખમાં અંગ્રમીનો રહે છે. અને વલી એવુંબી જણાય છે કે દોઝખ જમીનની હેઠલ છે. તેથી અંગ્રમીનોને ત્યાંથી ઉંચે લાવવો પડે છે. તેમજ બેહશત જમીનની ઉંચે આકાશ ઉપર છે તેથી ત્યાંથી સપેનામીનોને નીચે લાવવો પડે છે. એકને પાતાલમાંથી અને બીજાને આસમાન ઉપરથી આએ જમીન ઉપર લાવી તેઓને પોતાની ગાડીમાં જોડવા માંગે છે તે ઉપરથી એ બેઉ મીનો જોડીઆ થડે છે.

ઉપલા તેમજ રામ યશત, ફરવદીન યશત, જમીયાદ યશત, વીશતાસપ યશત, તથા વંદીદાદની પરગરદ ૧૩મીમાં આવેલા દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે સપેન્તામીનો તથા અંગ્રોમીનો બેઉ એકએકના **જોડીઆ છે.**

---

* ફ. ૭૬.    † ફ. ૪૩.

## એ બેઉ શકતીઓ હોરમજદનીજ છે; પોતે સ્વતંત્ર નથી.

હવે આ બે મીનો પોતાની મેલે તો કદી પેદા થઇ નથી તે આપણે ઉપર જોયું છે. ઇજશનેનાં ૧૯માં હામાં હોરમજદ પોતે કહે છે કે "સપેતાંમીનો મારી બે મીનોમાંની એક છે."

વળી આપણે ઉપર જોયું તેમ સપેનાંમીનો અને ગનાંમીનો ને શરોશ યશતમાં "પાયુ" અને "થ્વોરેશતાર" એટલે રક્ષન કરનાર અને બનાંવનાર કહી છે. વલી વંદીદાદની ૧૩મી પરગરદમાં (ફા. ૨ જો) સપેનતોમીનો તથા અગ્રમીનો વિષે હોરમજદને પુછયામાં આવેછે ત્યારે દેખીતી રીતે હોરમજદ એ બન્ને મીનોની ઉપર હોવો જોઇએ. અને તેજ તેઓનો પેદા કરનાર થવો જોઇએ.

---

## અહુરમજદ કંઇ હેરેમન (અંગ્રોમીનો) નો હરીફ યા જોડીઓ નથી.

આપણે ઉપર જોયલા દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે અંગ્રમીનો પણ સપેનાંમીનોની માફક હોરમજદનીજ એક શકતી છે. તે પણ હોરમજદનાંજ હુકમથી કાંમ કરે છે. તે કોઇબી રીતે હોરમજદની વીરૂધ નથી, પણ વૃધ્ધી કરનાર મીનો સપેનાંમીનોનો તે હરીફ છે જ્યારે હોરમજદની એક શકતીનું કાંમ પેદા કરવાનું, ત્યારે બીજીનું કાંમ નીસ્તી લાવવાનું અને ઘટાડવાનું છે. જીવાડવાનું કે મારવાનું હસ્તીમાં લાવવાનું કે નીસ્તીમાં લેઇ જવાનું, વધારવાનું કે ઘટાડવાનું એ સર્વે કાંમ અહુરમજદનુંજ છે. પણ પણ એ કામ તે પોતાની આએ બે મીનોઇ શકતીઓની મારફતે કરે છે. સઘળાં કામો તે પોતેજ કરે છે ત્યારે તેની પોતાની સામે હરીફ કોઇ નથી. એજ પ્રમાણે સપેનામીનો તથા અંગ્રમીનો બેઉ હોરમજદનાંજ હુકમ પ્રમાણે કામ કરે છે. એ ઉપરથી માલમ પડે છે કે હોરમજદને હેરેમનનાં હરીફ તરીકે ગણવાનો વિચાર જરથોશતી ફીલસુફીમાં નથી. પછવાડેથી સ્પેનતામીનોની શકતીને પણ હોરમજદનાજ નામથી ઓલખવામાં આવી તેથી જુદદીનો આપણને બે શકતી મત (Dualism)નું આલ લગાડવા લાગા. અને ઉપલી બાબદને ઉલટાવીને એવું સમજાવા લાગા કે સ્પેનતામીનો તે અહુરમજદ, યાને પેદાયશનો કર્તા, અને અંગ્રોમીનો તે તેનો હરીફ યાને પેદાયશનો નાશ કરનાર હેરેમન છે વલી એ બંન્નેને એકએકનાં જોડીઆ ગણીને તેમના પેદા કરનાર તરીકે જરવાન અકરન નામના એક

પીતાને શોધી કહાડવામાં આવ્યો હતો. આ ખોટો વીચાર અવસ્તા વાણી બરાબર નહી સમજવાને લીધે જનમ પામ્યો તથા ફેલાયો હતો. અને તેજ વિચાર મો૦ આંકુંટીલ હું પેરોએ આપણાં દેશ ખાતે આવીને સુરત, નવસારી વીગરે ઠેકાણેથી મેલવી, ફ્રાનસ ખાતે છપાવેલા પોતાના જંદ અવસ્તાનાં દફતરમાં જાહેર કરવાથી યુરોપમાં જરથોશતી ધર્મ વીશે કેટ-લીક મુદત સુધી ખોટી રોશની ચાલી હતી* તોપણુ તેજ ખોટી રોશની ઉપરથી યુરોપનાં વીદ્વાંનોને જરથોશતી ધર્મની વધારે ખોલ કરવાને કાંઇક માર્ગ હાથ આવ્યો. જે ઉપરથી અંતે ખરી રોશની જાહેર થઇ. તે ખરી રોશની આ હતી કે જરવાન અકરન કોઇ પુરૂષનું નામ નથી. તે કંઇ વીશેશ નામ નથી, તેનો અર્થ તો બેફીનાર યાને વગર છેડાનો જમાનો હંમેશગી થાય છે. હોરમજદ અને હેરેમન કંઇ તેનાં પેદા કી-ધેલાં છોકરાં નથી. અને હોરમજદ કંઇ હેરેમનનો જોડીઓ યા હરીફ નથી. જો હોરમજદ હેરેમનની બરોબરીઓ હોય તો એમ શા માટે કહેછે કે "સ્પેનતોમીનો મારી બે મીનોમાંની એક છે."†

ખરી વાત એમ લાગે છે કે હોરમજદનું કામ સઘળું નેકીનું હોવાથી સપેનામીનોની સઘળી ખાસીએતોને તેના પેદા કરનારમાંજ ભેલી નાંખી ને અજ્ઞાન લોકોએ પાછળા જમાનામાં સપેનામીનોને બદલે માત્ર હોરમ-

---

* "પહેલવી બુનદેહશ કેતાબમાંબી હોરમજ્દ અને હેરેમનને એકસરખા મરતબાના ગણ્યા છે, તે ઉપરથી એ કેતાબ માજી લોકોની વીરૂદ્ધમાં ઉભા થયલા જંદીક ટોળામાંના કોઈએ રચેલી ધારવામાં આવે છે. દાકતર હાઉગના રસલા પાનું ૩૦૯ પ્રમાણે બે ખોદાને માનવાનો ફતવો એજ લોકોનો હતો. જુદા જુદા લખનારા જદીક તોળાના આ ખોટા કોલ ઉપરથી તરેહવાર વિચારો આપી ગયા છે. ઈ. સ. પછે થઈ ગયલો ડમાસ્કીઅસ નામે લખનાર કહે છે કે માજી અને મીડીઅન લોકો એમ ધારતા હતા કે જગા અને વખત પેદાયસનું અસલ કારણ છે જેમાંથી સારા અને માઠા કામ કરનારા બે દેવતાઓ નીકલીને પછે છુટા પડયા.

વળી કોઈ કહે છે કે આ બંધે દેવતાઓની આગમજ પ્રથમ રોશની અને અંધકાર હતા– થીઓડોરસ લખી ગયો છે કે જરવાન અકરન હોરમજ્દ અને હેરેમનનો પીતા હતો એમ માજી લોકો માનતા હતા—એરીસતોતલ અને યુદોકસોસ નામે ફીલસુફો પ્રમાણે માજી લોકો હોરમજ્દ અને હેરેમનનો બેવડા દેવતા લેખે ગણાતા હતા—થીયોપોમ્યસ કહે છે કે આ બંધેમાંના દરેક દેવતાઓ ૩૦૦૦ વરસો સુધી રાજ કરવા પછે એકએક સાથ લડી એકએકનો નાશ કરવા માંડયો. તે લોકોની આ લડાઈ હજી ચાલુજ છે. જેમાં અંતે હેરેમન નાશ પામશે, માણસ જાત આસીરવાદ ભરેલી જીંદગી ભોગવશે, તેમને ખોરાકની જરૂર રહેશે નહી, તેમના બદનનો છાયો પડશે નહી, ઈત્યાદી.—ઈ. સ. પુર્વે. ૨૦૫ ઉપર થઈ ગયેલો સ્મીરનાનો ફીલસુફ હરમીપોસ લખે છે કે હોરમજ્દ અને હેરેમનની લડાઈમાં અંતે હોરમજ્દ ફતેહ મેલવશે. (હાઉગનો રેસાલો પાનું ૮, ૯, અને ૧૨.")

† યસન હા. ૧૯ ફ. ૯

જદનેજ એખશો પકડયો અથવા સપેનામીનો અને હોરમજદ બંધે એકજ છે એમ સમજવા લાગ્યા, અને એ રીતે ગનામીનોને સપેનતામીનોનો નહીં પણ હોરમજદનો હરીફ ગણીને દુન્યાની વૃધ્ધી અને નાશ કરનાર દાખલ હોરમજદ અને હેરેમનને ગોઠવી બેસાડયા. આ પ્રમાણે જગતને ચલાવનારા બે ખોદા થયા. પણ એમ થવાથી તો જરથોશતી દીનને કલંક લાગે છે, માટે હોરમજદ અને હેરેમનનો પીતા કોઇ હોવો જોઇએ કે જેનાથી દુન્યાની વૃધ્ધી થઇ હોય, એમ પાછળા વખતના અભ્યાસીઓને લાગ્યું હશે, માટે હોરમજદ અને હેરેમનનો આ પીતા તે જરવાન અક-રન છે એમ ગણીને લાંબી મુદત સુધી હમેસના એક સામન્ય નામને તેઓ ખોદાનો દરજ્જો આપી માન આપવા લાગ્યા હશે!

---

## જરવાન અકરનનો ખરો અર્થ.

વંદીદાદની ૧૯ મી પરગદમાં ખોલ્લું લખેલું છે કે "હદ વગરનાં વખતમાં આ ભલા હથીઆરો હોરમજદે બનાવ્યાં" આ વાકયમાં **જરવાને** ૭મી વીભક્તીમાં છે તેને સમજ ફેરથી આગલા વીદ્યાનોએ "કર્તા"નું રૂપ આપી દઇ સઘળી મતલબ પોતાની ઇચ્છા પ્રમાંણે ફેરવી નાખાવાથી **જરવા અકરન** નીરજીવ હોવા છતાં જાંનદાર અને બે બચ્ચાંનો બાપ થઈ પડયો અને એમ થવાથી જુદદીનો આપણાં ધર્મને કલંક લગાડવા અને શકની નજરથી જોવા લાગ્યા. પણ આપણે હીંમતથી તેઓની સાંમે થઇને બતાવી આપશું કે **જરવાન અકરન** કંઇ હોરમજદ અને હેરેમનનો બનાવનાર નથી પણ તેનો અર્થ તો બે કીનાર જમાનો* એવો થાય છે. અને એજ બોલને મલતો ફારસી શબ્દ **જમાન** કરી આપણને મલે છે, જે ઉપરથી પણ સાબેત થાય છે કે **જરવાન=જમાન** વખત એજ એનો ખરો અર્થ છે. તેને કર્તા તરીકે આગલ જે બીજાઓથી ચીતારવામાં આવ્યો હતો તે કંઇજ નહી પણ અવસ્તાનો પુખ્ત રીતે તરજુમો નહીં સમજવાને લીધે હતું.

જોકે આ પ્રમાણે આગલા ઇરાનીઓએ હોરમજદ અને હેરેમનને એકએકનાં બરોબરીઆ તથા એક સરખી સત્તા ભોગવનારા ગણ્યા છે તોપણ અવસ્તાની ફીલસુફી તેમને તેવા દેખાડતી નથી. તેનું વાવેચન તો આપણને ખુલ્લું એમ દેખાડી આપે છે કે હોરમજદની બરાબરનો હેરેમન નથીજ. નથી તે સત્તામાં એવડો બળ્યો યા નથી તે પોતાના

---

* ફ. ૯.

જાતમાં એવડો મોટો. જેવી રીતે હોરમજદે આસમાન અને જમીન બનાવ્યાં તેવું કશુ હેરેમને બનાવ્યું નથી. હોરમજદે આતશ, પાણી, હવા વગેરે પેદા કીધાં, અને ખોરશેદ માહતાબ સેતારાઓ અને ગ્રહોને તેમની ગોઠવણ પ્રમાણે ફરતા કીધા. પણ તેવું કશું હેરેમનની પેદાયશનું નથી એજ બીનાં કહી આપે છે કે જરથોશતી ધર્મની પાછલી ફીલસુફી પ્રમાણેબી હેરેમન હોરમજદને દરજજે પુગો નથી.

સાસાની વખતનાં દાનેશવરોએ વગર સમજવે જરવાન (વખત) ને હોરમજદ અને હેરેમનનો પીતા દેખાડયો છે. તે ઉપરથી એટલું તો સમજ પડી શકે છે કે તેઓનું મનબી બે ખોદાને માનવા વિષે ના પાડતું હતું. વલી એ ગમે એવી ખોટી પણ તે વખતની સમજ પ્રમાણેની ફીલસુફી ઉપરથી એટલુંબી સાબેત થાય છે કે હેરેમન જેવા કોઇ ગુનેગાર યા દેવ યા અજદાહ યા ગનાંમીનોને પેદા કરવાનો વિચાર પ્રથમ જરવાનનાં મનમાં જન્મ પામ્યોજ ન હતો, મગર તે તો હોરમજદનેજ પેદા થયલો જોવા માંગતો હતો. એ વાત કહી આપે છે કે હેરેમન નામે એક સાંમી બેરદુના વડાની પેદાયસનો ખ્યાલ અસલમાં હતોજ નહીં, અને પેદાયશના પીતા દાખલ જે મહાજ્ઞાની સાહેબનો વીચાર હતો તે ફક્ત હોરમજદ વીશેજ હતો.

આ ઉપરથી કંઇજ નહીતો એટલુંબી થરેછે કે હોરમજદ કરતા હેરેમનની સત્તા ઓછી હતી અને તે હોરમજદનો જોડીયો કદી હતોજ નહી. (ઇરાંનીઓના ધર્મ અને રેવાજો નામની ચોપડીમાં) "દાકતર રૅપ" હેરેમનને હોરમજદથી શક્તીમાં તથા સત્તામાં ઉતરતોજ ગણીને સંતોષ પામે છે. એટલા ઉપરથીજ તે હોરમજદને બાહેરથી હેરેમનનો બરાબરીઓ પણ અંદરથી તેનાથી વડો ગણે છે. * તે હોરમજદને સર્વ શક્તીમાંન તથા સર્વોપરી ખોદા માને છે. વખતની સરૂઆતથીજ હોરમજદ એટલો બધો બલવાન દેખાય છે કે તે પોતાના જોડ્યા દાખલ કોઇને પણ કબુલ રાખી શકે નહીં. તેનો એક હરીફ તે કબુલ રાખે છે, કે જે હરીફ દેવતાઇ ખુબીમાં હોરમજદનો જોડયો નથી; હોરમજદ તો સર્વનો એવો ખોદા છે કે જેનો શક્તીમાં અને ખુબીમાં કોઇ બરોબરીઓ નથી; કે જે રોશનીને મળતો આવે છે; કે જે રોશણીનું મુળ છે; કે જે સર્વથી પવીત્ર રોશણીમાંથીજ જન્મ પાંમ્યો છે; તોપણ પોતે દેખીતી રોશણી નથી; કે જે અનદીઠ છે, હદ વગરનો છે;

* ઇરાંનીઓના ધર્મ અને રેવાજો, પાનું ૧૬૪.

રોશણુ છે; છેડા વગરની આકાશી જગાંમાં તેનું તખ્ત છે; તેની આંસ-પાસ હમેસગીની કીર્તી અને દેવતાઇ તેજ ફરી વલ્યાં છે; કે જે પેહલો, નહી નાશ પાંમે એવો, હમેશનો, કોઇથી નહી પેદા થયલો, નહી વેંહ-ચાઇ શકાય એવો, નહીં બીગાડી શકાય એવો, અને એવીજ અગનીત ખુબીઓનો સાહેબ છે." દાકતર રેપે યુનાનીઓ અને બીજા લખના-રાઓને આધારે આપેલી આ ખુબીઓવાલો હોરમજ્દ બરાબરીઓ કેમ ધરાવી શકે?

જ્યાં આપણે તેને એકનાં એક અને સર્વ પેદાયસનો પીતા જોઇએ છીએ. જ્યાં હેરેમનની હસ્તીનો આપણુને ખ્યાલ પણ આવતો નથી. હેરે-મનની હસ્તીની જ્યાં અગત પણ નથી. 'હેરેમનને એક ખોદા (પછી તે હોરમજ્દથી ગમે એવો ઉતરતો હોય) દાખલ)કબુલ રાખવાને ઇરાંની બુદ્ધીએ ના પાડયું છે.

પાછલી ખાંમી ભરેલી ફીલસુફી ગમે એવી આજે પણ પ્રસરી હોય, તોબી એ ફીલસુફીમાં પણ હેરેમનને ઇરાંની બુદ્ધી બલે ખોદા (નઠારા ખોદાનો) દરજ્જો આપેલો નથી. જો હેરેમન હોરમજ્દનો જોડયો હોય તો ઇરાંની મન પ્રથમ કાંય નહીં તેનાથી ડર્યું? જેમ હોરમજ્દને તેણે માન આપ્યું તેમ આ તેના જોડયાનેબી કાંય નહી આરાધ્યો? જો હેરેમન ખોદા (બુરી પેદાયશનો ખોદા) હતો તો ઇરાંની બુદ્ધીએ તેને બુરાં કામો કરવા માટે કાંય નહીં પુંજ્યો? તેનાથી નરસાં કામો થતાં હતા, તે નરસાં કામોનોજ પીતા હતો, તો આગલા ઇરાંનીઓએ સપેનાં-મીનોની પેદાયસને દુ:ખ દેવા માટે કાંય નહી તેની બંદગી કીધી? એવી બંદગી અવસ્તા વાણીમાં કેહે નથી. એવી સેતાયસ એક પણ ઇરાંનીએ કીધી નથી. પણ તેથી ઉલટું દરેક બંદગી હોરમજ્દનીજ થઇ છે, તેનાં પેદા કીધેલા અમસાસ્પંદો અને ઇજદોનીજ થઇ છે. પણ હેરેમનને તો કોઇએ આરાધ્યો નથી, બલકે તેનું જોર તોડવા, તેની સત્તાનો અનાદર કરીને તેને ધીક્કારથી નબલો કરવા, તેનો આસરો મેળવનારાઓ ઉપર ફતેહ પામવા માટે આ બંદગીઓ થઈ છે ત્યારે કેમ ટકે હોરમજ્દની સામે હેરેમનનું નામ? વલી ખુદ અવસ્તામાં (હોરમજ્દ યશત ફ૦ ૬) હેરેમનની સતાનો ઇનકાર કીધો છે. તેમાં હોરમજ્દ પોતે પોતાના નામો ગણાવતા કહે છે કે પેદા કરનાર તે પોતે છે.

જો તેમજ છે તો પેદા કરાનાર તે પોતે છે, જો તેમજ છે તો સઘળી પેદાયસ તેની પોતાનીજ પેદા કરેલી હોવી જોઇએ. જ્યાં પાછો હેરેમન નકામો જણાય છે. તેના નામની યા કામની કશી અગત જણાતી નથી.

વલી હોરમજ્દ યશતમાં તે પોતે પેદા કરનાર છે એટલુંજ નહીં પણ બચાવ કરનાર અને ચોકી કરનાર પણ તે પોતે છે. ત્યારે હેરેમન જેવા એક તકલીદી હરીફનો દર શાનો? તેની હયાતીની મુદત કેટલી? તેની હરીફાઇનું બલ કેવડું?

ત્યાં ખરી રોશનીના પ્રતાપમાં આપણ આવ્યે છીએ. એ હેરેમન તે કાંઇ હોરમજનો હરીફ નથી પણ તેની એક શક્તી નામે સ્પેનામીનોનો તે હરીફ છે. હોરમજ્દ પોતે તો આપણે ઉપર જોયું તેમ હરીફ વીનાનો એકલો એકજ છે. તેના કોઇ દુશમનો નથી. તે કોઇ સાથ દુશમની ધરાવતો નથી. તેતો સર્વનો પેદા કરનાર, પાલનાર, અને બંચાવનાર છે પણ તેની પેદા કીધેલી શક્તીઓ એક એક સાથ હરીફાઇ ધરાવે છે. એ બે હરીફ શક્તીઓ તે સ્પેનતો તથા અંગ્રો નામના બે મીનો છે. જેમની હરીફાઇ આમ લોકોને ગમે એવી ખુનખાર દેખાય છે. પણ ખાસ લોકો એ હરીફાઇને પેદાયશોના ફાયદાની ગણે છે, અને એ બંનેને એક એકનાં શત્રુ નહીં પણ મીત્ર માને છે.

ગાથામાં આપણો પેગંબર પોતે કહે છે કે હોરમજ્દે 'વીચારવા' 'બોલવા' અને 'કામ' કરવા માટે નેક અને બદ મન પેદા કસ્યાં છે, અને ત્યાંજ વલી તે હોરમજ્દને પુછે છે કે "શું તું (હોરમજ્દ) તેજ (ધણી) નથી કે જેનાંમાં બંધે ખુબીઓ (નેક અને બદ) નાં શેવટનું કારણ વસેછે."?* એ ઉપરથી પણ જણાય છે કે નેક અને બદની પેદાયસ હોરમજ્દ-થીજ છે. પણ એ એકએકથી ઉલટા ગુણો ધરાવનાર બે મીનો (સ્પેનતો અને અંગ્રમીનો) વિષે જરથોશત વધારે ખોલાસો કરે છે.

પોતાનો મજહબ દેશ વીદેશનાં, મજદીઅસની અને દેવ પ્રસતી મજહબો પાળનારાઓ આગળ કહી સંભળાવતી વખતે તે એવી મતલબનું કહે છે કે "સરૂઆતમાં બે આત્માઓની એક જોડી હતી જેમાંનો એક અજબ જેવી ચાલાકી ધરાવનાંરો હતો. એ આત્માઓ તે નેકી અને બદી છે (યાને તેઓ નેક અને બદ પેદા કરનારા છે.) પણ એવા આ પેદા કરનારાઓ કંઇ ખુદ હોરમજ્દથી વેગલા નથી. તેઓ તેનામાં મલેલા છે. બલકે તેઓને ખુદ હોરમજ્દે પોતે પેદા કીધા છે તે આપણે ઉપર ૧૯ માં હાનાં ૯ માં ફકરા ઉપરથી જોયું છે. એ ઉપ-રથી એમબી સાબેત થાય છે કે હોરમજ્દના પેદા કીધેલા બંધે મીનો સખી અથવા પરોપકારી છે, જેઓમાં એક સપેનાંમીનો, બીજા ગનાંમીનો

* યસન હા. ૪૮. ક. ૪.

કરતાં વધારે સખી છે, પણ એટલુંજ નથી. સરોશ યશત વડીમાં આપણે ઉપર જોયું તેમ એઓને "બે શેડો, બે પેદા કરનારાઓ" દાખલ ખુલ્લી રીતે જણાવેલા છે.

એ બે પેદા કરનારાઓ તે ઉપલી બે શકતી છે, જેમને હોરમજદ અને અમસાસ્પંદો પછે જુદા આરાધ્યા છે, માટે જેમ અમસાસ્પંદો હોરમજદમાં સમાઈ જાય છે તેમજ એઓ પણ હોરમજદમાં સમાઇ ગયા છે. હવે સવાલ એ છે કે ગનાંમીનો હોરમજદનો હરીફ હતો તે ક્યાં છે? તેની બુરાઇ, તેની હમનબરદી, તેનું બરોબરયાપણું ક્યાં છે?

---

## એ બંધે શકતીઓ વિષે દાકતર હાઉગનું મત.

દાકતર હાઉગ આ બંધે મીનો—આ એક એક દેખૈતી નુકસાન કરનારી પણ ખરેખરી મદદ આપનારી શકતીઓ-વિષે આ પ્રમાણે કહે છે.

"સ્પેનતોમઇન્યુશ કુદરતમાં સઘળી ચલકતી અને પ્રકાશતી, સઘળી ભલી અને ઉપયોગી ચીજોનો પેદા કરનાર ગણાયો હતો; પણ અંગ્રોમઇન્યુશે (કુદરતમાં) સઘળી અંધારી અને દેખૈતી નુકસાનકારક ચીજોને પેદા કીધી હતી. રાત અને દહાડો જેવાં એકએકથી જુદાં પાડી નહી શકાય તેવાંજ એ બંધે છે, અને જો કે એકએકથી તેઓ ઉલટાં છે. તોપણ પેદાયસની સલાંમતીને વાસ્તે તેઓ અવસ્યનાં છે. પરોપકારી આત્મા (યાને સપેનાંમીનો) બલતા આતશમાં દેખાય છે. પણ નુકસાનભરેલા આત્મા (યાને ગનામીનો)ની હાજરી બલીને કોયલો થયલાં લાકડાંથી જણાય છે. સપેન્તોમીનોએ દીવસની રોશણી અને અંગ્રોમીનોએ રાતની અંધારી પેદા કીધી છે; પહેલો ઇનસાંનોને તેઓની ફરજ બજાવવાને જગાડે છે, છેલ્લો ઇનસાનોને સુઇ રહેવા શીખવે છે. સપેનામીનો જીંદગી બક્ષે છે, પણ ગનામીનો મોત આપે છે પણ એજ અંગ્રમીનોના હાથ જીવને શરીરની બેડીમાંથી છુટો કરવા પછે તે જીવને અમર્ગી અને જાવેદાંન સુધીની જીંદગીને માટે ઉઠવાને શક્તીવાન કરે છે." યાને કે મરણ પછે પાછી જીંદગી ભોગવવા માટે જીવને મદદ કરનાર તેજ શક્તી છે, કે જે મોત બક્ષે છે.

---

# હોરમજદને હેરેમનનો હરીફ ગણવાનું કારણ શા ઉપરથી ઠરે છે.

ઉપર વર્ણવેલા દાખલાઓ ઉપરથી આપણે જોયું કે સ્પેન્તો તથા અંગ્રોમીનો બેઉ હોરમજદની પેદા કીધેલી શકતીઓ છે. પણ ત્યારે કોઇ સવાળ કરે કે હેરેમનને સ્પન્તામીનોનો નહીં પણ હોરમજદનો પોતાનો હરીફ ગણવાનું કારણ શું? સપેનામીનોને બદલે હોરમજદ શી પ્રકારે ગનામીનોનો હરીફ અને બરાબરીઓ થઇ લાગો?

ખચ્ચીત આપણ આ સવાલનો ઉતર વાજબી રીતે આપીશું કે આપણા અવસ્તામાં (ગાથા સીવાય) કોઇ કોઇ ઠેકાણે હોરમજદને હેરેમનનો હરીફ ગણેલો છે. એ ઉચાર પાછલથી દાખલ થયલો છે. તેનું કારણ એ કે પાછળથી આપણાં લોકો સપેનામીનોને હોરમજદ સમજવા લાગા અને જ્યાં સપેનામીનોની બીના આવી હોય ત્યાં તે બીના હોરમજદ વીષેની છે એવું તેઓ સમજવા લાગ્યા. એ સબબથી અંગ્રમીનોની વીરૂધ્ધ હોરમજદ ગણાવા લાગ્યો, જેમકે આપણે દરરોજ હાથ મોહું ધોતી વખતે ભણ્યે છીએ કે "ખુશાલ કરૂંચ હોરમજદને તથા તોડુંચ અગ્રમીનોને" તેમજ ઇજશનેના ૨૭માં હામાં પણ હોરમજદને ખુશાળ કરવામાં આવેછે તો હેરેમનને તેથી ઉલટી રીતે તોડચામાં આવેછે. હ્યાં આપણે એક બાજુએ હોરમજદને તથા બીજી બાજુએ હેરેમનને જોઇયે છીયે. ફરવદીન યશત પ્રમાણે જ્યારે અંગ્રમીનો પાણી તથા ઓરવરનો વધારો કરતાં અટકાવેછે ત્યારે હોરમજદ તેથી ઉલટી રીતે તેનો વધારો કરેછે.* રામ યશતમાં હોરમજદ પોતે એવી આજેજી કરે છે કે.

**અઓમ્ જઇધ્યત્ અવત્ આયપ્તેમ્ દજદિમે વયો યો ઉપરો-કઈર્યૌ યથ અજેમ નિજનાનિ અંગ્રહે મઇન્યેઉશ દામનામ્ નએચિશ્ અવત્ યો સ્પેન્તહે.†**

**અર્થ**—"તે વખતે તેણે (યાને હોરમજદે) આએ માંગ્યું કે" અએ ઉપર કામ કરનાર "વએ ઇજદ" તું મને આએ બદલો આપ કે હું ધનામીનોની પેદાયશને મારૂં પણ કોઇ તે સ્પેનામીનોની પેદાયશને નહીં મારે."

એ પ્રમાણે હોરમજદની પોતાની સામે અંગ્રમીનો હોય તેમ ઉપલા ફકરાઓ ઉપરથી માલમ પડે છે. પણ યાદ રાખવું કે તે આપણા કેટલાક પવીત્ર ગાથા કેજે ખુદ આપના પાક જરથોશતના બનાવેલા છે, તે અસલ લખાનથી જુદી છે.

---

* ફ. ૭૭. † ફ. બીજો.

વળી વંદીદાદની ૧લી પરગરદમાં જ્યારે હોરમજદ એક ચીજ પેદા કરે છે ત્યારે તેથી ઉલટું હેરેમન તેને નુકસાન કરનારી બીજી જુદી ચીજ પેદા કરે છે. હાદોખ્ત નુસ્ક પ્રમાણે બેહસતમા હોરમજદનું રહેઠાણ છે. અને દોજખમાં અંગ્રમીનો રહે છે. એવી રીતે અવસ્તામાં કેટલેક ઠેકાંણે અંગ્રમીનોની વીરૂધ્ધ હોરમજદ અને હોરમજદની વીરૂધ અંગ્રોમીનો વીષે લખાન આવે છે. ત્યારે હોરમજદને હેરેમનનો હરીફ ગણવાનું, તેમજ આપણી ઉપર બે શક્તીમત ધરાવવાનાં જુદદીનોનાં આલતું કારણ આપણે ઉપર જોયું તેમ છે. પ્રોફેસર સ્પીગલે બે મીનો વાળા ગાથાનાં ૩૦ માં હાના ત્રીજા ફકરાની હેઠલ એક નોટ આપતાં તે નીચે પ્રમાણે કહે છે, અને એ ઉપરથી જણાશે કે આવી ભુલ આપણામા દાખેલ થયાથી આપણાં દુશમનોને આપણી વીરૂધ કેટલુંક બોલવાનું ફાવ્યું છે, તે નોટ નીચે પ્રમાણે છે.

"This verse and the following contain a brief but important account of the creation of the world. In naming Ahura-Mazda and Aûra-Mainyus "Twins" this description agrees with that contained in the Armenian writers, Esnik, for Example, where they are both considered as the "sons of Time." The "wise" and the "imprudent" are specially distinguished from each other (as well as the "good" and the "bad") because while Ahura-Mazda works with perfect foresight of the result, Aûra-Mainyus always works without forethought, and only becomes aware of his mistakes when too late to rectify them.

અર્થ—"દુન્યાની પેદાયસ કેમ થઇ તેનો ટુક પણ અગતનો હેવાલ આએ તથા હેઠલની સતરમાં મલે છે. આએ હેવાલમાં હોરમજદ તથા હેરેમનને "જોડીઆ" ગણ્યાં છે. તે અરમની લખનારાઓ, દાખલા તરીકે જેહવો કે "એસનીક" જે કહી ગીગો છે તેની સાથે મલે છે, તેઓ હોરમજદ તથા હેરેમન એ બંધેને "જરવાન અકરનનાં બેટાઓ" તરીકે સમજ્યા છે. દાનાંવ તથા નાદાન વચ્ચે તેમજ ભલા તથા ભુંડા વચ્ચે જાણી જોઇને તફાવત રાખ્યો છે. કારણ કે હોરમજદ, શું બનવાનું છે તેની તમામ આગાહીથી કામ કરે છે પણ હેરેમન આગલથી વીચાર કીધા વીનાં કામ કરે છે. અને તેમાંથી પાછું નીકલાય નહીં એટલો બધો ફસી પડે છે, ત્યારેજ તે પોતાની ભુલ જોય છે."

આએ લખાંણુ પ્રમાંણે 'એસનીક' જો આપણા ધર્મનાં કોલ તરીકે લખ્યું હોય કે હોરમજદ તથા હેરેમન એક બેદાંમાંથી પેદા થયા,

અને તેમાંથી વલી હેરેમન ફરેચ દઇને હોરમજદની અગાઉ જન્મ પાંમ્યો અને તેની પછી હોરમજ્દ પેદા થયો અને તેઓ બંધેનો એક બાપ જરવાને અકરને એટલે કે બે કેનાર જમાન નામનો હતો તો તે બોલવાના ટેકામાં કાંઇ થોડોબી ભાગો તુટો આધાર આપણા પોતાનાં અવસ્તાના કેટલાંએક લખાણો તથા પેહલવી તરજુમો કરનારાઓ ઉપર રહે છે. ફારસી રેવાયતવાળા જેઓ જરથોશતી હતા તેઓએબી એક ઠેકાંણે લખ્યું છે કે સર્વ ચીજ પેદા થયલી છે. સીવાય 'જમાન' અને 'જમાનો' પેદા કરનારો કહેવાય છે. જમાનાની હદ નથી અને તેની નસલ તથા આખેરીબી નથી, તે હંમેશ હતો અને હંમેશ રેહેશે. જમાના વગર કોઇ નહી હતો કે જેને પેદા કરનાર કહીએ. તે જ્યારે પાણી તથા આતશ પેદા કરી રહ્યો ત્યારે 'અહુર મજદ મોજુદ આમદ' "હોરમજદ જાહેર થયો!" એ ફારસી રવાયતનું લખાંણ નીચે પ્રમાણે છે:

**"દીગર બદાંનંદ દર આફરીનશ જેહાંન વ અખ્તરાંન વ ગેરદશ અફલાકી વ રેશાની વ તારીકી વ નેકુઇ વ બદી કે દર જેહાન પદીદ અસ્ત વ લેકીન દર કેતાબી પહેલવી જેહાનરા આફરીદે ગુયંદ વપએદા અસ્ત કે જુજ અજ જમાંન દીગર હમે આફરીદે અસ્ત વ આફરી દેગાર જમાનરા હમ ગુયંદ જમાને રા કેનારે પદીદ નીસ્ત, વબાલા પદીદ નીસ્ત વ બુન પદદી નીસ્ત, વ હમોશે બુદે અસ્ત વ હમીશે બાશદ. હર કે ખેરદી દારદ નગુયદ કે જમાન અજ કુજા આમદ યા ઇન હમે બુજોરગવારી કએ નબુદ વ કસી ન બુઅદ કે વએ રા આફરીદેગાર ખાંનદી. ચુન અજીરાકે આફરીદનશ ન કરદે બુદ. પસ આબ વ આતશ રા બેઆફરીદ ચુન બહમ રસાંનીદ અવરમજદ મોજુદ આમદ. જમાન હમ આફરીદેગાર બુદ હમ ખોદાવંદ સુઇ આફરીનશ કે કરદે બુદ. પસ અવરમજદ પાક વ રેશન વ ખુશબોઇ વ નેકુઇદાર બુદ બર હમે નેકુઇહાંન તવાના બુદ."**

**અર્થ**—"બીજું જેહાન, સેતારાઓ, આસમાનનું ફરવું, રોશની. અંધકાર, નેકી, અને બદી જે દુન્યામાં જાહેર છે તેની પેદાયસ વિષે વધારે જાણવું એ છે કે એક પેહલવી કેતાબમાં જેહાનને પેદા થએલી કહેલી છે અને જાહેર છે કે જમાના સીવાએ તમામ બીજી ચીજો પેદા થયલી છે અને જમાનાનેબી પેદા કરનાર ગણ્યો છે. જમાનાનો કસો છેડો નથી, તેની શરૂઆત કે આખેરી જાહેર નથી. તે હમેશાં હતો

અને હમેશે રહેશે. જે કોઇ કાંઇબી અક્કલ ધરાવતો હશે તે કદી સ-
વાલ નહી કરશે કે જમાનો કયાંથી આવ્યો (સરૂ થયો) અથવા તો એ
બુજરોગવાર કયારે નહીં હતો અને કોઇબી નહી હશે કે જેણે જમાનાને
પેદા કરનાર કહ્યા (જોયો?) હોય, કારણ કે ત્યારે તેણે પેદાયશ પેદા કીધેલી
નહી હતી. પછી પાંણી તથા આતશને પેદા કીધાં જ્યારે તેણે તેઓને
એકઠાં કીધાં (તમામ કરી રહ્યો) ત્યારે હોરમજ્જદ વજુદમાં આવ્યો. જ-
માનો જેવો પેદા કરનાર હતો તેવોજ તે ખોદાવંદબી હતો, તેણે જે પે-
દાયશ પેદા કીધેલી તેના બાબમાં, ત્યારે હોરમજ્જદ પાક, રોશન, ખુશબો-
વાલો, નેકીના કામ કરનારો તમામ નેકીઓ કરવાને તવાનાં થયો."

ઉપલા ભુલ ભર્યા વીચારથી જુદદીન લોકો આપણને બે ખોદાને
પુંજનારા કદીમ જમાનાથી તે આજની ઘડી સુધી કહેતા આવ્યાછે.

---

## હોરમજ઼દને અવસ્તામાં 'સપેનતો' મીનો નહીં પણ સપેનતો તેમો મીનો કહેછે.

આપણે ઉપલા દાખલાઓથી જોયું કે હોરમજ્જદને હેરેમનનો હરીફ
ગણવાનું કારણ શું હતું. પણ જો આપણે ઉપલા ફકરાઓ વીષે જરા
પુરતી ખોલથી અને ઉંડાંન સમજથી વિચાર કરશું તો માલમ પડશે
કે ઉપલા ફકરાઓમાં જણાયલો હોરમજ્જદ સપેનતા મીનોને બદલે કાંય
નહીં હોય? પેદાયસ વધારનાર મીનોનું નામ સ્પેનતો મીનો છે અને તે
નામ ઉપરથી અવસ્તામાં હોરમજ્જદ વીષે 'સપેનતો તેમો મીનો' શબ્દ
નીકલેલો છે. ઇજરાનેનાં ૧લા હામાં હોરમજ્જદનાં જાત જાતનાં નામોની
સીફત જણાવતાં તેને 'મઇન્યુશ સ્પેન્તોતેમો' લખ્યો છે. હવે સ્પેનતો
મઇન્યુશ અને સપેન્તોતેમો મીનો એ બેઉનાં અર્થમાં ફેર છે. સ્પેનતોમી-
નોનો અર્થ ફક્ત વૃધી કરનાર મીનો થાયછે. અને સ્પેનતોતેમો મીનોનો
અર્થ ઘણીજ વૃધી કરનાર મીનો એવો થાયછે. માટે પહેલા મીનો કરતાં
બીજા મીનોની વૃધી કરવાની શકતી ઘણીજ છે અને તેથી એ બંને
શકતીઓ વચ્ચે ઘણોજ ફેર છે.

હવે શેઠ કામાંજી પોતાના બનાવેલાં જરથો ્ત નામામાં જણાવે
છે કે હોરમજ્જદનાં નામ તરીકે અવસ્તામાં કેહેબી સ્પેન્તો બોલ વપડાયો
નથી, પણ જ્યાં જ્યાં તેનું નામ લેવું હોય ત્યાં ત્યાં 'સ્પેપનતો તમો મઇ-
ન્યુશ' 'મઇન્યુશ સ્પેનીશત' 'સ્પેનીશત મઇન્યુ' અને 'સ્પેનીશત,' એ સ-

ઘળા શબ્દો વધતા ઓછા વપડાય છે. એ સર્વેનો અર્થ ઘણીજ વૃધી કરનાર થાય છે આ ખોલ્લો ફરક છતાં સ્પેન્તો અને સ્પેનતોતેમો એ બંધે શક્તીઓના કામ પેદાયશને વધારવાજ છે એમ સમજીને પાછલા જમાનાના અભ્યાસીઓએ સ્પેનતો અને સ્પેનતોતેમો, એ બંધેને એકજ ગણયા અને સ્પેનતોને હોરમજદને નામે ઓલખવાં લાગ્યા યાને સ્પેનતોને સ્પેન્તોતેમોમાં ભેલી દીધો.

આપણા અવસ્તામાં ખોદા વીષે ત્રણ શબ્દો વપડાયલા છે. 'મજદ' 'અહુર' અને એ બેઉ શબ્દ મલીને થયલો અહુરમજદ છે એ ત્રણ શબ્દોમાં પેહલા બે શબ્દો પુરાણા છે તેમા પેહેલો શબ્દ ઘણો પુરાણો છે. છેલ્લો શબ્દ 'અહુરમજદ' પાછલથી અવસ્તામાં ઘણો સાધારણ થયલો જણાય છે. તેની સાબેતી એ છે કે (પુરાના ગાથામાં જ્યારે 'મજદ' અને 'અહુર' શબ્દ વારંમવાર આવે છે ત્યારે અહુરમજદ શબ્દ જુજ આવેછે) અહુરમજદ શબ્દ વંદીદાદમાં અને યશટોમાં ખોદા માટે સાધારણ રીતે વપડાયલો છે. પણ મજદ અને અહુર જુજ દીસે છે. એ ઉપરથી જણાય છે કે પાછલા લખાણમાં ખોદાને માટે અહુરમજદ શબ્દ સાધારણ થઇ પડયો પછી તે પાછળથી "સપેનતામીનોની" વૃધી કરનાર શક્તીને માટે વપડાવા લાગો. હવે વંદીદાદની ૧ લી પરગરદમાં જે અહુરમજદની સાંમે અંગ્રોમીનો વિષે લખાંણ આવેછે, ત્યાં અહુરમજદ શબ્દને ખોદાના નામને બદલે સપેન્તામીનોની શક્તીને અર્થે લેવો જોઇએ. તેમજ રામ યશત તથા આંવાં યશતમાં જ્યાં અહુરમજદને એ ફરેસતાઓની આરાધના કરતો ચીતાર્યો છે ત્યાં પણ અહુરમજદને સપેનતામીનોને અર્થે લેવો જોઇએ.

એ ઉપરથી માલમ પડે છે કે વંદીદાદની ૧ લી પરગરદના તેમજ ઉપર કહી તે બે યશટ અને બીજાં લખાનોને આધારે જુદદીનો આપણા ઉપર બે શક્તીમતનું જે આળ મુકેછે તેનો જવાબ આપણે હીમતથી અને ખોલાસાથી આપીશું કે તે લખાનોમાં બીજાં પાછળાં લખાનોની માફક, 'અહુરમજદ' શબ્દ સપેનામીનોની શક્તીને અર્થે વપડાયો છે. ખુદ પેદા કરનારના નામનો શબ્દ પાછળથી તેની પેદા કરનારી અને વૃધી કરનારી શક્તીને પણ લાગવા લાગો. એ ઉપરથી એમ નથી સાબેત થતું કે આપણામાં બે શક્તીમત જાગેજ છે. એ જે થયું છે તે ફકત એટલુંજ છે કે અહુરમજદ શબ્દ પાછળથી વધારે બોહલા અર્થમાં વપડાવા લાગો તેથી થયું છે. એવી રીતે ઘણાં શબ્દોમાં એમ બને છે. શબ્દ સાસ્ત્રમાં એના કરતાં વધારે સાધારણ અર્થે વપડતા ઘણા શબ્દો

મલે છે. દાખલા તરીકે અધાત પોતે પેદા થયલો એ શબ્દ ઉપરથી હોરમજદને માટે નીકલેલો ફારસી ખુદા શબ્દ પાછળથી સાધારણ રીતે સાહેબ, માલેક, ધણી, એવે અર્થે વપરાવા લાગો. એજ અહુરમજદ શબ્દ પાછલથી બહુવચનમાં વપરાયલો આપણને આંવાં યશતમા મલે છે ત્યાં અહુરા ઊંઘો મઝદાઊંઘો કરી એ શબ્દને બહુવચનમાં વાપરેલો છે. વલી અવસ્તા પછીનાં જમાનામા તો એ શબ્દ વધારે સાધારણ થઇ માણસના નામ તરીકે પણ વપરાવા લાગો, જેમકે તે કેટલાક પાદશાહોના નામ તરીકે પણ વપરાયો હતો અને હાલમાં પણ સાધારણ હોરમસજી નામ તરીકે આપણામા વપરાયે છે. વલી એજ શબ્દ પાછળથી જગાના નામ તરીકે પણ વપરાવા લાગો જેનો દાખલો 'હોરમજદ'નું તાપુ એ નામમા મલે છે.

એ ઉપરથી જે સાબેત થાય છે તે એટલુંજ કે અહુરમજદ શબ્દ પાછલથી એક કરતાં વધારે અર્થે વપરાવા લાગો. જ્યાં જ્યાં તે અંગ્રમીનોની સાંએ વપરાયલો છે ત્યાં ત્યાં તે સ્પેનતોમીનોને અર્થે વપરાયલો છે. અને નહીં કે અહુરમજદને અર્થે. એ ઉપરથી ખુલ્લું દીસે છે કે અંગ્રમીનો કંઇ હોરમજદનો હરીફ નથી પણ સ્પેન્તામીનો, જેને માટે કેટે અહુરમજદ શબ્દ વપરાયલો છે તેનો હરીફ છે.

હવે ગમે તેમ હોય આપણે ઉપર જોયું તેમ અહુરમજદ શબ્દ સ્પેનતોમીનોને અર્થે વપરાયલો હોય યા પાછળા લખનારાઓની ભુલથી એમ થયું હોય, પણ એટલું તો નકકી છે કે ખુંદ જરથોશતનાં ગાથામાં એવી કાંઇ ગુચવણ નથી. તે મહાન પુરૂષની ફીલસુફી તદન ખોલી, સાદી, અને સમજ પડે એવી છે. કે ખોદા સર્વનો પેદા કરનાર અને અંત લાવનાર છે અને સ્પેન્તોમીનો અને અંગ્રમીનો તેની બે શકતીઓ છે; એક પેદા કરનાર અને બીજી અંત લાવનાર. એવું ખોલ્લી રીતનું લખાન આપણા પેગંબરનું છે.

જુદદીન લખનારાઓમાના કોઇએક આપણને બે-શકતી-મતનું આલ લગાડે છે તેઓ જો આપણાં ધર્મ પુસ્તકોનાં ઉંડાનમાં જરા દાખલ થાય તો તેઓની ખાતરી થાય કે આપણાં મજહબમાં અંગ્રમીનોને એક રતી ભાર પણ કબુલ નથી રાખ્યો. એ નીચલી બાબદ ઉપરથી ખુલ્લું દીસે છે. જ્યારે આપણાં ધર્મમાં અહુરમજદને હરવેસપ આગાહ તરીકે ગણુયો છે ત્યારે હેરેમન કમ-ફેહમ અને ભવીષ્યથી બીન વાકેફ છે. જ્યારે હોરમજદ સર્વ વ્યાપક અથવા સઘલે ઠેકાણે હાજર છે ત્યારે હેરેમનને એમ હાજર ગણ્યો નથી. જ્યારે અહુરમજદ સર્વ શિક્તવાન છે, ત્યારે

હેરેમન નાતવાન છે. જ્યારે અહુરમજદ નીરંતર છે ત્યારે હેરેમનનો છેડો આવવાનો છે. હેરેમનનું એ ચીત્ર બુન દેહશનાં પેહલા બાબમાં સારી રીતે આપ્યું છે. હવે ત્યારે હેરેમન અહુરમજદનો હરીફ કહેવાયજ કેમ? તમારા હરીફમાં તમારા સરખી શક્તી ઘણી નહીં ને થોડી પણ હોવી જોઇએ. હારેમનનાં ઉપલા ચીત્ર ઉપરથી તો માલમ પડે છે કે તેનામાં અહુરમજદનાં હરીફ તરીકે ગણાવાની શકતી તો પોતાની ગેર હાજરીથી જાહેર પડી આવે છે. ત્યારે એમ કેમ કહેવાઈ શકાય કે જરથોશતી ધર્મમાં હેરેમનને ખોદાનો હરીફ ગણેલો છે?

દાકતર વેસ્ત પોતાના પહેલવી પુસ્તકોના તરજુમામાં બે શક્તી-મત સામે જરથોશતી ધર્મની ફીલસુફીનો ઘણી કાબેલીઅતથી બચાવ કરે છે. તે કહે છે કે જો જરથોશતી ધર્મને એ આલ લાગતું હોયતો ખ્રીસતી ધર્મને તો વધારે લાગતું જોઇએ, કારણ કે ખ્રીસ્તી ધર્મ સેતાનની અને બદીની નીરંતરતા Eternity of Evil માને છે તેમ જરથોશતી ધર્મ કાંઈ માનતો નથી. જરથોશતી ધર્મતો સમજાવે છે કે આખરે હેરેમનની હાર છે અને સ્પેનતામીનોની ફત્તેહ છે. બદી નીસ્તીમાં જવાની અને ભલાઇ કાયમ રહેવાની.

રેવરંદ મરે મીચલ જેવા બુજોર્ગ પાદરીઓ, પોતાના ધર્મની સ્તુતી કરવાના ઝનુનમાં બીજાઓના ધર્મને ગેરઇનસાફ કરે એ ઘણું અજાયબ જેવું છે. દાકતર વેસ્ત જેવો કાબેલ લખનારો, જેણે જરથોશતી ધર્મનાં પહેલવી પુસ્તકોનો સારો અભ્યાસ કરયો છે, તેના અપક્ષપાત વીચારો તરફ આંખ વીચાંમની કરી, પોતે કાચના ઘરમાં રહી બીજાઓ ઉપર પથ્થર ફેંકનારાઓની હાલતમાં એવો આવી પડે છે એવા લખનારાઓ માટે દાકટર વેસ્તના નીચલા વીચારો ખચ્ચીત અગત્યના થઈ પડશે.

જરથોસ્તી ધર્મમાં હેરેમનની કમફેહમી અને બીન વાકેફી, સર્વ જગ્યાએથી ગેરહાજરી, અને કમ શક્તી જે જણાવી છે તે ઉપર લંબાનથી વીચાર આપી શેવટે એ વીદ્વાંન કહે છે કે "બદીનાં કર્તા તરીકે આહેરેમનને માંનવાનું એકીન પારસી ધર્મને જો બે ઇશ્વરી–મત બનાવે તો સમજવું મુશકેલ થઇ પડે છે કે શેતાંન વીષેનાં એકીન ઉપરથી ખ્રીસ્તી ધર્મ શા માંટે બે–ઇશ્વરી–મત તરીકે ન ગણાય. કોઇબી રીતે બુનદહેશ ઉપરથી તો ખોલ્લું દીસે છે કે એક ખ્રીસ્તી જ્યારે જરથોસ્ની ધર્મ સાંમે બે–ઇશ્વરી–મત તરીકે વાંધો લીએ છે, ત્યારે (પોતાનાં ધર્મનાં સંબંધમાં) જોખમ ભરી જગાપર ચાલે છે."

---

## સેપન્તામીનોની તરફેન કરવાની જરથોસ્તીઓની ફરજ.

હવે આપણાં પેગંબરનાં ફરમાંન પ્રમાણે આપણ જરથોસ્તીઓએ સ્પેનતામીનોની તરફેન કરવી જોઇએ. અને અંગ્રમીનોને ધીક્કારવો જોઇએ. આપણ માણસ જાત માટે, સ્પેન્તામીનોની શક્તી પ્રમાણે વૃધી કરવી, એ ઘણું ફાયદા ભરેલું છે. જે પદાર્થો અને જે કાંમો માણસ જાતનાં મોટા ભાગનાં ઘણામાં ઘણા ફાયદા માટે હોય, તેઓને વધારવા એ સર્વે માણસનો ધર્મ છે. એટલા માટે સ્પેનતામીનોની શક્તીની તરફેન કરવી એ આપણ માણસ જાતની ફરજ છે. આપણાં અને બીજાઓનાં ફાયદાને માંટે સ્પેનાંમીનોની ઉત્પન્ન અને વૃધી કરનારી શક્તીની અગત છે, એટલા માટે આપણી ફરજ છે કે, એ શક્તીને વખાણી વૃધીના કામો કરવાં અને અંગ્રમીનોની નાશ કરનારી શકતીને ધીકારી નાશ અને કોતાઇના ખરાબ કામોથી દુર રહેવું જોઇએ એવું આપણા પેગમબરનું ફરમાન છે. આપણ ખરા જરથોશતી તરીકે પોતાને કહેવાને ત્યારેજ વાજબી છીએ કે જ્યારે આપણા પેગંબરના ગુણો અને તેના જાહેર કીધેલાં ફરમાનો આપણે અખત્યાર કરીએ. આપણા પેગંબરનું ફરમાન એજ છે કે વૃધી તથા ખુબી કરવી, અને નાશ તથા બદીથી દુર રહેવું.

---

## જરથોસ્તના જણામવાથી સપેનામીનાની પેદાયશ ખુશાલ થઇ અને અંગ્રમીનોની પેદાયસ અફસોસ કરવા લાગી.

જ્યારે આપણા પેગંબર જરથોશતે આએ હાડમંદ દુન્યામાં નેકી અને બદી જોઇ ત્યારે તેણે પોતાનો મજહબ પાલનારાઓને નેકીની તરફેન તથા બદીની વીરૂધ જવાને સમજાવ્યું હતું. એટલે કે તેણે સ્પેનામીનોની તરફેન કરવા જણાવ્યું હતું તથા અંગ્રમીનોની વીરૂધ જવા પોતાના લોકોને શિખવ્યું હતું. તે વખતે જેટલી પેદાયસ કે સ્પેનામીનોને લગતી હતી તે ફરવદીન યશતમાં જણાવ્યા પ્રમાણે પોતાની આબાદી વધારનાર જરથોશતનાં જનમવાથી ખુશાહલ થઇ.

**અવસ્તા**—યએ જાંથએચ વક્ષએચ ઉર્વાસેન આપો ઉર્વરાઓસ્ચ યેહે જાંથએચ વક્ષએચ ઉક્ષીન્ આપો ઉર્વરાઓસ્ચ યહે જાંથએચ વક્ષએચ ઉસ્તત્તાતેમ્ નિઅવંત વિસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાન્.

(ફરવદીનયશત ક. ૯૩.)

"જેહનાં જનમવા (શીખવવા) તથા વધવામાં (બોલવામાં) પાંણી તથા ઓરવરો ખુશાહલ થયાં, જેહનાં જનમવા તથા વધવામાં પાંણી તથા ઓરવરો ઉગ્યાં, જેહના જનમવા તથા વધવામાં બીજી તમાંમ સ્પેન્તા-મીનોનાં કાયદાવાલી પેદાયશે આબાદીની દોવા ચાહી."

હવે એથી ઉલટી રીતે જેઓ અંગ્રમીનોની પેદાયસને લગતા હતા તેઓ જરથોશત જેવા તેઓની પેદાયસને તોડનાર અજીત પેહેલ-વાનના જનમવાથી ઘણી ફીકરમાં ઘાભરા પડી ગયા અને વંદીદાદની ૧૯ મી પરગરદ પ્રમાણે અફસોસ કરવા લાગ્યા કે.

**અવસ્તા**—જાતો બે યો અષ્વ જરથુસ્ત્રો ન્માનહે પોઉરૂષસ્પહે.

(વંદીદદ પરગરદ ૧૯. ફ. ૪૬)

**અર્થ.**—"અફસોસ! પોરોસ્પના ઘરમા અશો જરથોશત જન્મ પાંમ્યો છે."

ઉપલા અવસ્તાના ફકરાઓ ઉપરથી આપણને માલમ પડે છે કે જરથોશતનાં જનમવાથી જેમ નેકીની રાહ ઉપર ચાલનારા લોકો ખુશી થયાં હતાં તેમજ માણસોની વૃધ્ધી કરનારી નેક પેદાયસ પણ ખુશી થઇ હતી. તેમજ તેથી ઉલટી રીતે અંગ્રમીનોની પેદાયસનાં જે દેવો હતા તેઓ જરથોશતના જનમવાથી નાખુશ થયા અને જરથોશતને મારવાને વાસ્તે ઘણા કાવતરાં રચ્યાં. જ્યારે તેઓ પોતાની યુક્તીઓમાં નીસફલ થયા ત્યારે મક્રરથી આપણા પેગંબર સાથે સુલેહ કરવાનું દોલ ઘાલ્યું. એટલુંજ નહીં પણ મોટી મોટી લાંચ આપવા માંગી કે કોઇબી રીતે તે તે-ઓનાં મક્રરથી ઠગાય. પણ આશો જરથોશત તેઓનાં બોલવા તથા સમજાવવાની કાંઇ પણ દરકાર કરતો નહી, અને બલતવારીથી તેઓની સાથે લડતો હતો. પોતાનાં વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાંવેલાં એજમતી હથ્યાર તથા 'યથા અહુ વર્યો'ના પાક કલાંમની બરકતથી તેઓની બદીને પોતા ઉપર ફાવવા દેતો હતો નહીં. જ્યારે જરથોશતને તે દેવોએ એવો દ્રધ અને તેઓની બદીને વખોડનારો જોયો ત્યારે આખરે તેઓ નાસીપાસ થઇને અફસોસ કરવા લાગ્યા. જરથોશત ઉપર તેઓની બુરી નેમમાં નહીં ફાવવાથી ઉપલીજ પરગરદ ફ. ૪૭ પ્રમાણે તેઓ દો-જખના ઉંડાં ખોહમાં પડ્યા.

---

## જરથોશતનાં મજહબનો પાયો શો છે?

હવે આપણે તપાસ્યે કે જરથોશતી ધર્મનો મુખ્ય પાયો શો છે. તેનો બોધ જરથોશતી મજહબ કબુલ રાખનારાઓને એકજ પેદા કરનાર ખોદાની ભકતી શીખવવાનો હતો, તેના એ ઉપદેશ પ્રમાણે એક ખોદાની બંદગી કરવી જોઇએ. એટલે કે પરસ્તેસ કરવાને લાયક હોરમજદ સીવાય બીજા કોઈ પણ દેવતાઓ હોય નહી, પણ મનની નજરથી તેનાં આ ઉપદેશ તેનાં (મજહબની ફીલસુફી) નું તોલ કરતાં જણાય છે કે એ શકતીઓની પીછાંન કરવાનું તેણે ફરમાવેલું છે. યાને કે દુન્યાની રચનામાં એવી બે શકતીઓ કામે લાગી છે કે જેઓ એક એકને પ્રથમથીજ તોડતી આવે છે, તોપણ એક એકને માછી આખી કરવાને, એક એકને જોડવાને, તેઓ સદા રોકાયલી છે.

હવે જરથોશતનાં મજહબની ફીલસુફીનું તત્વ ત્રણ ચીજ ધ્યાનમાં રાખવાને આપણને ફરમાવે છે. એ ત્રણ ચીજો તે વિચાર, વચન, અને કર્મ છે. એ રવેશે જોતાં જરથોશતનો ધર્મ બોધ ત્રણ રીતે વેહચાયલો છે. પેહલું, તે એક ખોદાની બંદગી કરવા ફરમાવે છે; બીજું તે તેની પેદા કરેલી બે એક એકથી ઉલટી પણ એક એકને મદદ કરનારી શકતી-ઓનું સ્મરણ કરતાં શીખવે છે, કેમકે તેઓથી દુન્યાનો વધારો અને નાશ થતો આવ્યો છે; અને ત્રીજું તે દેખાડે છે કે દુન્યામાં નીતી સાથે જીંદગી ગુજારવા માટે નેક મન, નેક વાણી, અને નેક કામ, અવશ્યનાં છે.

---

## હુમત હુખ્ત અને હવરશત ઉપર જરથોશ્તી ધર્મની નીતીની ફીલસુફીનો પાયો છે.

આપણા જરથોશતી ધર્મનો પાયો "હુમત હુખ્ત અને હવરશત" ઉપર છે. એમ આપણે વારે ઘડીએ કહીએ છીએ, તેની સચ્ચાઇ એ ઉપરથી જણાય છે. ધીરજ, વીચાર અને અક્કલથી જોતાં જણાય છે કે ખરે-ખર એ ત્રણ ઉપર જરથોસ્તી ધર્મનો પાયો છે. જે શખશ હુમત હુખ્ત અને હવરશત અખત્યાર કરે છે તે ગોયા પોતે સ્પેનામીનોને લગતાં કામો કરે છે. અને જ્યારે હુમત હુખ્ત અને હવરશતનાં કામો કીધાથી આપણે સ્પેનાં-મીનોને ખુશી કરયે છીએ ત્યારે આપણે એ બાબદ જરા લંબાંનથી તપાસ્યે.

**જે સખસ** પોતાનાં વીચાર, વચન અને કાંમ સ્વચ્છ અને નેક **રાખે તે ખરેખર આ એ ફાની દુન્યાનાં દરયામાંથી** પોતાની જીંદગીનું **વહાન સલામત હંકારી જાય છે.**

હવે હુમત હુખ્ત અને હવરશત ઉપર જરથોસ્તી દીનની નીતીની ફીલસુફીનો મુખ્ય પાયો છે એ વીશેની સાબેતી આપણને વંદીદાદની ૫, મી અને ૧૦, મી પરગરદ ઉપરથી જણાય છે ૫ મી પરગરદમાં અહુરમજદ જરથોસ્તને કહે છે કે

**યઓઝદાઓ મશ્યાઈ અઇપિ જાંથેમ વહીશતા. હા યોઝ દાઓ જરથુશ્ત્ર યા દએન માજદયસ્નીશ. યો ખ્‍વામ્ અન્ધ્વાંમ યઓજદાઇતી હુમતાઇશચ હુખ્તાઇશચ ખ્‍વર્શ્તાઇશચ.**

"**અર્થ**—પવીત્રાઇ માણસને માટે જન્મથીજ ઘણી સારી છે. તે કે જે માજદયસની દીન છે. તે પવીત્રાઇ છે. કોઇ પણ શખસ સારા વીચાર, સારા વચન, અને સારા કાંમથી પોતાની જીંદગીને પવીત્ર કરે છે."

ઉપલો ફકરો માજદયસની ધર્મના નીતી–સાસ્ત્રનો પાયો શા ઉપર છે તે દેખાડવા માટે ઘણો અગત્યનો છે. હોરમજદ કહે છે કે માણસે જન્મથીજ પવીત્રાઇ અખત્યાર કરવી જોઇએ. કારણ કે પવીત્રાઇજ જાણે માજદયસની દીન છે, ઉપલા ફકરામાં માજદયસની દીનનું જાણે એક ટુક ગુણનિરૂપન આપ્યું છે, કે "માજદયસની દીન એટલે પવીત્રાઇ" એ ઉપરથી એવું સમજવાનું છે કે જો કોઇ જરથોશતી પોતાને મજદયશન તરીકે કેહવાને ચાહે તો તેણે પેહલું જે કરવાનું છે તે એજ કે તેણે પવીત્ર થવું (તન અને મનથી)

હવે એ પવીત્રાઇ કેમ જાલવવી તે પછીના વાક્યમાં જણાવે છે કે, નેક વીચાર, નેક વચન, અને નેક વાંણી, અને નેક કરણી અખત્યાર કરવા એ કામ અખત્યાર કીધાથી માણુસ પોતાની જીંદગીને પવીત્ર કરી શકે છે. એ કામ કીધાથી માણસ પોતે અશો થઇ શકે છે. હુમત હુખ્ત અને હવરશત અખત્યાર કીધાથી એક માણુસ અશ (યાને સ્પેન્તમઇન્યુશ)ની પક્ષનું કામ કરનાર કહેવાય છે અને તેથી ઉલટું જો કોઈ માણુસ દુશમત, દુજુખ્ત અને દુઝુહવરશત અખ્તીઆર કરે છે તો તે દ્રુજ (યાને અં- ગ્રોમીનો)નો પક્ષકાર કહેવાય છે. હવે આપણે હુમત હુખ્ત અને હવરશત વીષે લંબાનથી તપાસ કરયે તે પેહલા અષ અને દ્રુજ એટલે શું તે જરા ખોલાસાથી તપારીયે.

---

## 'અષ અને દરૂજ.'

**આપણો જરથોશતી ધર્મ આપણને અશો થવા ફરમાવે છે. આપણે વારે ઘડીએ 'અષેમ વોહુની' આપણી જંદગીમાં ભણેએ છીએ કે "અષ જે**

છે તે સર્વથી ઉત્તમ ભલી વસ્તુ છે?" હવે એનો અર્થ કંઇ માત્ર એટલોજ નથી કે નાહી ધોઇને ભણવા ગણવામાં મશગુલ રહેવું અથવા ફકત સાચ્ચું બોલવું તેજ માત્ર ઉત્તમ છે. તે શીવાય બીજાં ઘણાં દુન્યાને ફાયદો કરવાનાં કામો બી 'અષ' ને લગતાં છે માટે તેઓબી ઉત્તમ છે. એથી ઉલતું જરથોસ્તી ધર્મ 'દરૂજ' ને ધીક્કારવાનું ફરમાવે છે. અને તેથી આપણે કુશતી કરતી વખતે વારેઘડીએ ભણયે છીએ કે "ઓ દરૂજ! તું દફે થા." એ ઉપરથી કંઇ દરૂજ શબ્દનો અર્થ માત્ર એટલોજ નહીં સમજવો કે દરૂજ એક બદરૂહ છે અને તેને આપણે અવસતાનાં કલામ ભણીને દફે કરયે છીએ. અષને કાયમ રાખવાનો અને દરૂજ ને દુર કરવાનો અર્થ એવો બોહલો છે કે માણુસે તેની આખી જીંદગી લગી હરએક અને કોઇબી બાબંદમાં ખરી તથા ખુદરતને અનુસરીને દુન્યાને વધારે ફાયદો કરનારી હાલત લાવવી, વ્યવસ્થા (Order) કરવી, તથા હરએક અને કોઇબી બાબદમાં ખોટી, દુન્યાને ખરાબ કરનારી, હાલત–અવ્યવસ્થા (Disorder) જલદીથી દુર કરવી. દાખલા તરીકે વંદીદાદમાં એક ઠેકાણે કહે છે કે રસ્તે જતાં પાણીમાં નસો પડેલો હોય અને તે કોઇ માનસનાં જોયામાં આવે તો જો તેનીથી બની શકેતો તે નસાને પાણીમાંથી દુર કરવાની ફરજ છે. એ કામ કરનાર અષો કહેવાય છે, અને એથી ઉલતું કરનાર 'દરૂજવંત' (દરવંદ) કહેવાય છે. અષો એટલે સવાબ મેલવનાર અને દરવંદ એટલે ગુનાહ મેલવનાર છે. એજ પ્રમાણે ખેતીનો સવાબ, અને લુટફાટનો ગુનાહ, આબાદી કરવાનો સવાબ અને વેરાની કરવાનો ગુનાહ, એ વીગરે તમામ બાબદોમાં માણુસને થતાં ઓછા નુકસાન અને વધારે ફાયદા અથવા ઓછા ફાયદા અને વધારે નુકસાનના ધોરણથી સવાબ અને અષોઈ તથા ગુનાહ અને દરૂજ સમજવામાં આવે છે.

આ સમજણ ઉપરથી જણાય છે કે સવાબ કાંઇ ફકત ચોખી ક્રિયા અને ભણતરથીજ મલે છે અને ગુનાહ કાંઇ ફકત તે ક્રિયા કામ અને ભણતર નહીં કરવાથી લાગે છે એમ જરથોશતી ધર્મ શીખાડતો નથી. અષ અને દરૂજની આ બાબદ ધ્યાનમાં રાખીને આપણે યાદ રાખવું જોઇએ કે અનેક રીતે દુન્યાને ફાયદા કરવાથી સવાબવંત (અષો) થવાય છે અને ગેરફાયદા કરવાથી ગુનેહગાર (દરવંદ) થવાય છે. માટે અષ અને દરૂજ એ બોલને એ રીતે બોહલી મતલબે સમજવામાં જરથોશતી ધર્મની ખુબી બરાબર સમજેલી કેહવાય. સચ્ચાઇ, ભલાઇ, નીતિ, ભક્તિ, દેયાનતદારી, સફાઇ, વ્યવસ્થા ઇત્યાદી બાબદો આપણે અખત્યાર કરવી, વધારવી,

અને જાલવવી જોઇએ કે જેથી કરીને આપણે અષો કહેવાઇએ. જુઠાઇ, ભુડાંઇ, અનીતિ, અભક્તિ, બદદયાનત, ગંદાપણું, અવ્યવસ્થા ઇત્યાદીને લગતી દરેક બાબદને ત્યાગ કરવાથી આપણે અષો કેહવાઇએ. જો એમ નહીં કરીએ તો આપણે અષો, તેમજ જરથોશતી નથી. હવે આપણે અપ અને દરૂજનો ખરો ભાવાર્થ સમજ્યા, કે જે માણુસ 'અપ' અખત્યાર કરે છે તે સ્પેનતોમીનોને લગતું કામ કરે છે. અને જે 'દરૂજ' અખત્યાર કરે છે તે ગોયા અંગ્રમીનોને લગતાં કામ કરે છે. જે માણુસ હુમત હુખત અને હવરશત અખત્યાર કરે છે તે અષો, અને દુશમત દુઝુખ્ત અને દુઝુહવરશત અખત્યાર કરે છે તે દરવંદ છે. હવે આપણે હુમત હુખત અને હવરશત તથા દુશમત દુઝુખ્ત અને દુઝુહવરશત વીશે જરા લંબાનથી તપાસીએ.

---

## હુમત હુખત અને હવરશત, તથા દુશમત દુઝુખત અને દુઝુહવરશત વિષે ચાલુ.

આપણે ઉપર વંદીદાદની ૫ મી પરગરદનાં ૨૧ માં ફકરા ઉપરથી જોયું કે "હુમત હુખત અને હવરશતથી કોઇબી માણુસ પોતાની જીંદગીને પવીત્ર કરી શકે છે." તેમજ વંદીદાદની ૧૮ મી પરગરદમાં કહેછે કે "હુમત હુખત અને હવરશતથી કોઇબી માણુસ પોતાના અંતઃકરણને પાક કરે છે." હવે અંતઃકરણની પવીત્રાઇ તે શું અને તે કેમ પવીત્ર થાય તે વીશે આગળ ચાલતાં સમજાવે છે કે "હુમત હુખત અને હવરશતથી અંતઃકરણને પવીત્ર કરવું તે અંતઃકરણની પવીત્રાઇ ગણાય."

વલી ઇજશનેના ૧૧ મા હા નાં ૧૭, તથા ૧૮ માં ફકરામાં ભણુનાર કહે છે કે "હુમત હુખત અને હવરશતને મારી મનસની ગવસની અને કુનસનીથી વખાંણું છું તથા (તેઓથી ઉલતું) દુશમત દુઝુખત અને દુઝુહવરશતને હું તરક કરૂં છું" એ પ્રમાણે ભણુનાર કહે છે કે "સારા વીચાર સારા સખુન અને સારા કામને હું મારા વિચાર વચન અને કામથી વખાણું છું. નેક વીચાર નેક શખુન અને નેક કામને હુ અખત્યાર કરૂં છું (પણ) ભુંડા વીચાર ભુંડા વચન અને ભુંડા કામને હું ત્યાગ કરૂં છું."

એજ પ્રમાણે 'વીસ્પ હુમત વીસ્પ હુખત' નામના ભણુતરમા ભણુનાર કહે છે કે "તમામ ભલા વીચારો, ભલા સંખુનો તથા ભલા કામો બુદ્ધીથી કરેલાં છે. તમામ ભુંડા વીચારો, વચનો અને કામો,

બુદ્ધીથી કરેલા નથી. તમામ ભલા વીચારો, તમામ ભલા વાચ તથા વચનો તમામ ભલા કામો બેહશત તરફ લઇ જાય છે. તમામ ભુંડા વીચારો, તમામ ભુંડા વચનો તથા તમામ ભુંડા કામો દોઝખ તરફ લઇ જાય છે. સઘળા ભલા વીચારો, ભલા વચનો અને ભલા કામોનો (બદલો) બહેશત છે. એ પ્રમાણેનું પરીણામ અશો માણુસને માટે ખોલ્લું છે."

એ ભણુતર ઉપરથી માલમ પડે છે કે સારી મનસની ગવશની અને કુનશની એ બેહશતના દરવાજાની ચાવી છે. અને બુરી મનશની ગવશની અને કુનશની દોઝખનો દરવાજો ખોલે છે.

"નામ સતાયસને" નામની નામીચી પાજંદ બંદગીમાં ભણુનાર પુચ્છે છે કે "ઓ સવાબનાં ખાવીંદ! તારી મરજી પ્રમાણે ભલા વીચાર ભલા વચન અને ભલા કામોથી તારી પરસ્તેસ કરવાને હું શક્તીવાન થાઉં (કે તેથી) (બેહશતનો) રોશન માર્ગ ખોલું કે જેથી કરીને દોઝખનું ભારે દુઃખ મને નહીં પોંહોચે" પહેલવી નામ સેતાયસને જે દીનકર્દની ૮૧ મી બાબદમાં આવેછે તેમાં પણુ બરાબર એનેજ મલતું લખાણુ છે.

પતેત પસેમાનીમાં ભણુનાર સરૂઆતમાંજ કહેછે કે "તમામ ભલા વીચાર ભલા વચન અને ભલાં કામોને (મારા) વીચાર, વચન, અને કામે કરીને વખાણું છું, તમામ ભુંડા વીચાર, ભુંડા વચને અને ભુંડા કામોને (મારા) વીચાર વચન અને કામે કરીને ધીક્કારૂં છું, તમામ ભલા વીચાર, વચન, અને કામે કરીને અખત્યાર કરૂં છું કે (તેથી) હું સવાબ કરૂં. તમામ ભુંડા વીચાર વચન, અને કામને હું (મારા) વીચાર, વચન, અને કામે કરી તરક કરૂં છું કે (જેથી) હું ગુનાહ નહીં કરૂં."

એજ પતતેની સેવટે પણુ ભણુનાર એજ એકરાર મજબુતીથી કરે છે કે **પ જીવંદીએ જાંન્ આસ્તુઆન્ હોમ હુમત પ મનસ્ની આસ્તુઆંન્ હોમ્ હુખ્ત પ ગવશ્ને આસ્તુઆન્ હોમ્ હુવર્સ્ત પ કુનશ્ને** એટલે કે "મારા જાનની હસ્તી સુધી (એટલે મરણુ સુધી) હું ભલા વીચાર ઉપર (મારા) વીચારથી ઓસતવાર છું, ભલા વચન ઉપર (મારા) વચનથી અને ભલા કામ ઉપર (મારા) કામથી ઓસતવાર છું."

વંદીદાદની ૧૮ મી પરગરદમાં કહે છે કે "સૌથી સરસ ત્રણુ (ચીજો) ભલો વીચારેલો વીચાર, ભલો ઓચરેલો વચન અને ભલુ કીધેલું કામ, (તેથી) તમો દુરનાં થતા (પણુ) સૌથી દુષ્ટ ત્રણુ (ચીજ) ભુંડો વીચારેલો વીચાર, ભુંડો ઓચરેલો વચન તથા ભુડું કીધેલું કામ (એથી) તમો દુર રહેજો" (પરગરદ ૧૮. ફ. ૧૭, ૨૫.)

હાદોખત નુશક (ફકરો ૭) માં કહે છે કે "જે કોઇ ખોરદાદ અને અમરદાદ (પુરતાપણું અને આબાદી) ની યાદમાં ખાતી વખતે 'હુમત હુખત અને હવરશત'ને વખાંણીને અને "દુશમત દુઝુખત અને દુઝુ-હવરશત" ને ધીક્કારીને એક અષેમ વોહુ ભણે તે જાણે બીજી વખતે ૧૦ અષેમવોહુ ભણ્યા બરાબર છે." વલી એજ નુસ્કનાં ૫ મા ફકરામાં જણાવે છે કે બીછાંના ઉપર જતી વખતે અને તે ઉપરથી ઉઠતી વખતે જે માણસ દુશમત દુઝુખત અને દુઝુહવરશતને ધીકકારીને એક અષેમ વોહુ ભણે તે બીજી વખતે જાણે એક હજાર અષેમવોહુ ભણ્યા બરાબર છે. એજ નુસકના ૧૩ માં ફકરામાં વળી કહે છે કે ખાબ કરયા આગમજ તથા ખાબથી બીદાર થતાંજ જો કોઇ હુમત હુખત અને હવરશતને વખાણી અને દુશમત દુજુખત અને દુજુહવરશતને ધીકકારી એક અષેમવોહુ ભણે તે જાણે બીજી વખતે દસ હજાર અષેમવોહુ ભણ્યા બરાબર છે.

એ ફરમાનની મતલબ એ છે કે એક માણસે ખાતાં પીતાં, સુતાં કે જાગતાં, ઉઠતાં કે બેસતાં હંમેશાં 'હુમત હુખત અને હવરશત' પોતાનાં મનમાં અખત્યાર કરવાનો અને દુશમત દુઝુખત અને દુઝુહવરશતને છોડી દેવાનો વીચાર કરવો જોઇએ.

ઇજશનેનાં ૭૦ માં હા (ફ. ૪ઠો) ઉપરથી માલમ પડે છે કે એક માણસે અશો ગણાવા માટે એ ત્રણ જરૂર સંપાદન કરવા જોઇએ. એ હામાં ભણનાર કહે છે કે "હમો કે જેઓ અશો નરો છઇએ (એટલે) નેક વીચારથી વીચારનારા, નેક વચનથી બોલનારા અને નેક કામોથી કરનારા છઇએ તેઓ હોરમજદના પ્યારા દોશતો છઇએ."

પરણુતા જોડાંને આસીરવાદ દેતાં જે શીખામણના શખુનો કહેવામાં આવે છે તેમાં ખુદ સરૂઆતમાં એ શીખામણ દેવામાં આવે છે કે "વીચારમાં સારા વીચાર વીચારજો, સખુનમાં સારા શબ્દો બોલજો, કરણીમાં સારા કામો કરજો, તમામ બુરા વીચારને દુર કરજો તમામ બુરા વચનોને દુર કરજો, તમામ બુરા કામોને દુર રાખજો."

આપણે અવસતાના દાખલાઓથી તપાસ્યું કે જરથોશતી ધર્મની નીતિની ફીલસુફીનો પાયો હુમત હુખત અને હવરશત ઉપર છે, પણ હવે આપણે જરા વધારે ખોલાસાવાર તપાસ્યે કે હુમત હુખત અને હવરશત એટલે શું? નેક વીચાર નેક વચન અને નેક કામ તે કેવાં? અને બુરા વીચાર બુરા વચન અને બુરા કામો તે કેવા? જગ પ્રસીદ્ધ પાદશાહ નોશીરવાંન અદલના જાણીતા કાબેલ વજીર બુઝરચેમેહરનું પંદનામું સર-

આતમાંજ સવાલ જવાબના રૂપમાં એ બાબેની સમજણ આપેલી છે તે સવાળ જવાબ નીચે પ્રમાણે છે.

**સવાલ**—"કયો મરદ વધારે બખતાવર છે?

**જવાબ**—તે કે જે વધારે બીગુનાહ છે.

**સ૦**—વધારે બીગુનાહ તે કોણ?

**જ૦**—તે કે જે ઇજદોના તરીકાપર વધારે સાચ્ચો અને દેવના તરીકાથી દૂર રહેતો હોય.

**સ૦**—ઇજદોનો તરીકો તે કયો? અને દેવોનો તે કયો?

**જ૦**—ઇજદોનો તરીકો તે ભલાઇ, અને દેવોનો તરીકો તે બુરાઇ.

**સ૦**—ભલાઇ તે શું? અને બુરાઇ તે શું?

**જ**—ભલાઇ તે હુમત હુખત અને હવરશત, અને બુરાઇ તે દુશમત દુઝુખત અને દુઝુહવરશત.

**સ૦**—હુમત હુખત અને હવરશત એટલે શું? અને દુશમત દુઝુખત અને દુઝુહવરશત એટલે શું?

**જ૦**—પ્રમાણીક વીચાર તે હુમત, સખાવત તે હુખત, અને સચ્ચાઇતે હવરશત, અપ્રમાણીક વીચાર તે દુશમત, બખીલાઇ તે દુઝુખ્ત અને જુઠાઇ તે દુઝુહવરશત.

**સ૦**—પ્રમાણીક વીચાર તે શું? સખાવત તે શું? અને સચ્ચાઇ તે શું? અપ્રમાણીક વીચાર તે શું? બખીલાઇ તે શું? અને જુઠાઇ તે શું?

**જ૦**—પ્રમાણીક વીચાર તે એકે જે શખશને આએ દુન્યાને લગતી દોલતની વધારે આએપત દેખાયે તે (શખસ) તે ચીજની ઉપર ઇચ્છા લઇ જાય (એટલે તે ચીજ કરે) કે જેથી તે ચીનવત પુલ ઉપર પોહચે અને તેનું રવાન દોજખમાં નહીં પોહચે. સખાવત તે એ કે તનનો ભાગ તનથી અને રવાનનો ભાગ રવાનથી નહીં રાખવો (એટલે જે કામથી તનને અને રવાનને સુખ મલે તેમ કરવું.)

સચ્ચાઇ તે એકે પોતાના રવાન (નાલાભ)ને સારૂં સચ્ચાઇથી અને વગર ફરેબે ચાલે.

અપ્રમાણીક વીચારતે એકે જે આએ દુન્યાને મહેમાંનીને લગતાં મુકામ તરીકે ગણે અને મીનોઇ દુન્યાને સંકટ ભરેલા મકાન તરીકે ગણે તે તે ચીજની ઇચ્છા રાખે કે જેથી સેવટે તેના બદનને નુકસાની થાય અને રવાનને સજા થાય.

બખીલાઇ તે એકે જે તનથી તનના ભાગને અને રવાનથી રવાનના ભાગને પાછો રાખે છે. (એટલે તે કામ કે જેનાથી તન અને રવાનને સુખ સંપાદન થતું હોય તે ન કરે.)

"જુઠાઇ તે એકે તન્નને ઇચ્છામાં અને રવાનને ઠગાઇમાં રાખે."

બુઝરચમેહરનાં પદનામાના. ઉપલા સવાલ જવાબ ઉપરથી આપણુને માલમ પડે છે કે "હુમત હુખત અને હવરશત" ઉપર અમલ કરવો એટલે એક માણુસે હમેશાં પોતાના વીચારને પ્રમાણીક રાખવા અને સચ્ચાઇ સંપાદન કરી સખાવત (પૈસા તેમજ વીચારની) અખત્યાર કરવી અને અપ્રમાણીક વીચાર જુઠાઇ અને બખીલાઇથી દુર રહેવું.

એ સવાલ જવાબ ઉપરથી બીજું એ માલમ પડે છે કે જે માણુસ "હુમત હુખત અને હવરશત' અખત્યાર કરે છે તે માણુસ સેવટે વધારે બખતાવર ગણાય છે, કારણુ કે હુમત હુખત અને હવરશતનાં કાનુંન ઉપર ચાલ્યાથી ભલાઇ સંપાદન થાય છે, જે ભલાઇ પોતે ઇજદોનો તરીકો છે. ઇજદોનાં એ તરીકા ઉપર ચાલ્યાથી એક માણુસ હમેશાં બીગુનાહ રહે છે. અને બીગુનાહ રહેવું એ બખતાવરીની નીશાંન છે.

બુઝરચેમેહરનાં પંદનામા ઉપરથી આપણે ઉપર જોયું કે હુમત હુખત અને હવરશત એટલે શું. હવે ઇજશને હા ૧૯ માં હુમત હુખત અને હવરશત તે કેવી જાતનાં તેનાં જાંણે આપણુને દાખલા મલે છે. એ હાનાં ૧૬ માં ફકરામાં "અહુનવર" ને ત્રણુ ભાગ વાલો કહેલ છે, ત્યાં પુછવામાં આવે છે કે તેનાં ત્રણુ ભાગ તે કહ્યા? તેનાં જવાબમાં કહે છે કે "હુમત હુખત અને હવરશત" એ અહુનવરનાં ત્રણુ ભાગો છે. પછે આગળ ચાલતાં એજ હાનાં ૧૯ માં ફકરામાં પુછવામાં આવે છે કે હુમત (સારો વીચાર) તે શું? હુખત (સારો વચન) તે શું? અને હવરશત (સારૂં કાંમ) તે શું? તેનાં જવાબમાં દાખલા આપી કહેવામાં આવે છે કે "હુમત" તે આગળ વધેલો અશોઇનો વીચાર, 'હુખત' તે માંથ્રસ્પેનત, અને હવરશત તે સ્તુતી પાંમેલી તથા આગલ વધેલી અશોઇની પેદાયસ. એ દાખલાઓ ઉપરથી આપણુને, હુમત હુખત, અને હવરશત તે શું તે સમજ પડે છે.

———

# આપણાં હુખત અને હવરશતનો આધાર, હુમત ઉપર રહે છે.

હવે જો કે એક માણસની નીતિની જીંદગીનો પાયો હુમત હુખત અને હવરશત ઉપર છે તોપણ વધારે ધીરજથી વીચાર કરતાં એ ત્રણમાં હુમત (નેક વીચાર) મુખ્ય છે.

હુખત અને હવરશતનો આધાર ઘણેક દરજ્જે બલકે સઘલે દરજ્જે 'હુમત' ઉપર રહે છે. સારા વચન અને સારા કામ એ સારા વીચારનાંજ પરીણામ છે. જો વીચાર સારો હોય તો ઘણી વાર વચન પણ સારા ઓચરાએ અને કામ પણ સારા નીવડે. અલબતે કેટલીક વાર એમ પણ બને છે કે એક માણસનો વીચાર બુરો હોય છે પણ તે બુરા વીચારના પરીણામ તરીકે તેનાથી જે કામ થાય છે અથવા જે વચન ઓચરાય છે તે સારા નીવડે છે. પણ એવા દાખલાઓ સાધારાણ કાયદા કરતાં અપવાડ તરીકે વધારે હોય છે. જો વીચાર એક હોય અને તેના પરીણામ તરીકે તેનાથી તેવુંજ નહીં પણ કોઇ બીજું પરીણામ નીકળ્યું હોય, તોપણ તે કામનો દોશ ગુણ તપસાવા માટે આપણે તો અસલ વીચાર તપાસી જોવો જોઇએ.

પેહલવી દીનકર્દની ૨૭ મી બાબદમાં પણ તેનો લખનાર પવીત્ર વીચારને તેનાં સઘળા ભલા વીચાર, ભલા વચન અને ભલા કામનું મુલ ગણે છે. એ કેતાબ પ્રમાણે એક માણસ જે સખુન બોલે તે ગમે તેટલા ભલા હોય, અથવા તેના કામો ગમે એટલા નેક હોય પણ જો તેની અસલ નૈયત ભલી (હુમત) ન હોય તો તેના ભલા વચનો અને કામોથી જોઇતો સવાબ હાંસેલ થઇ શકતો નથી. એ કેતાબમાં લખે છે કે "જેનો વીચાર દીન ઉપર ભલો ન હોય અને તે જુબાને કરી ઘણુંએ પઢે, તથા કામની મારફતે ઘણુંએ કરી બતલાવે તોપણ તેથી (તેનું કામ) દીનની સરત પ્રમાણેનું નહીં ગણાય વલી (માણસ) પોતાની જબાંને અને કરણીની મારફતે નાઘલામાં નાઘલા ગુનાહનો પસતાવો કરે, અને તેનું મન જો માફી મેલવવાને લગતું ન હોય તો તે (આદમી પોતાનાં પાપનું) નીવારણ કરનાર નથી." દીન કર્દનાં લખનારનાં ઉપલા ઉમદા વીચારો મહાન કવી શેકસ્પીઅરનાં નીચલા શબ્દોની યાદ આપણને આપે છે.

> "My words fly above, my thoughts remain below,
> Words without thoughts never to heaven go."

**એજ ભાગમાં આગળ ચાલતાં કહે છે કે એક માણસની દરેક કરણી તેના હુમત સાથે વલગેલી હોવી જોઇએ, નહીં તો મીનોઇ દુન્યાને લગતો બદલો તેને જેવી રીતે મલવો જોઇએ તેવી રીતે મલતો નથી.**

એટલે એક માણસના કામનો આધાર તેના વીચાર ઉપર હોય છે. નીચલી ટુક વારતા એ બાબદ સારી રીતે સમજાવે છે.

"એક દીવસ એક ભીક્ષકે એક ધણી પાસે ભીક્ષા માંગી. તે ધણીએ પોતાના ગજવામા હાથ ઘાલ્યો, એવા વીચારથી કે તેમાંથી એક બે દોડયાંનો ઢબુ કહાડી તે ભીક્ષકને આપે તેનાં ગજવામા ઢબુ સાથે રૂપીઓ પણ હોવાથી ઢબુને બદલે રૂપીઓ નીકલ્યો. તેણે ઢબુ જાણીને તે રૂપીઓ પેલા ભીક્ષકનાં હાથમાં મેલ્યો. હાથમાં મેલ્યા પછી જોયછે તો રૂપીઓ. તે જોઇને તે બોલ્યો "વારૂ ચાલ રૂપીઓતો રૂપીઓ, વધારે સવાબ લાગશે." પેલો ભીક્ષક બોલ્યો કે "અલબતે તુને સવાબતો લાગશે પણ રૂપીઓ આપવાનાં ઇરાદાથીજ તું એ ગજવામા હાથ ઘાલી જો રૂપીઓ કહાડયો હતે ત્યારે જેટલો 'સવાબ લાગતે તેટલો હાલ નહીં લાગશે. તારો વીચાર તો ફકત બે 'દોડયાંનો ધર્મ કરવાનો હતો, પણ દૈવજોગે મારા નસીબે ગજવામાંથી રૂપીઓ નીકળ્યો" એ વારતાની મતલબ એ છે કે આપણા કામનો અને તેથી થતા પુન્યનો આધાર ઘણો ખરો આપણા નેક વીચાર ઉપર, આપણી નેક નૈયત ઉપર રહે છે. જો વીચાર નેક હોય અને તેનું પરીણામ કેટલાક સંજોગોને લીધે ખરાબ કામમાં પણ આવે તો ફીકર નહી. પણ એક કામ ભુંડી નૈયત યા ભુંડા વીચારથી કીધું હોય અને તેનું સેવટ કોઇક સંજોગોને લીધે સારૂં અને ભલું આવે તો પણ તે કરનારને સવાબનો હંબેહરો થતો નથી.

એક કાબેલ ન્યાયધીસ પોતાના ઇનસાફમાં પણ એજ કાનુનનો ઉપયોગ કરે છે. એક ચોકસ કામ માટે કોઇ શખસ ગુનેહગાર છે કે નહીં તે તપાસવા માટે તેની નૈયત (motives) ઉપર વધારે ધ્યાંન આપે છે. બુરા વીચારથી કીધેલું કામ તેની નજરમાં ઘણું શીક્ષાને પાત્ર છે.

દાખલા તરીકે ધારો કે એક માણુસે આપઘાત કરવાના ઇરાદાથી પોતાના ગલાંમાં ફાસી દઇ પોતાને દોરીથી ઉંચે ટાંગ્યો એવા વીચારથી કે થોડા વારમાં તે મરી જશે. એવામાં તેનો એક શત્રુ ત્યાં આવી લાગો કે જે તેનું ખુન કરવાને તલપી રહ્યો હતો. તે આવીને જોય છે તો પેલા-એજ પોતાને હાથે ફાંસી દીધેલી કે તે આપઘાત કરે, પણ તેનામાં હજુર જીવ હતો. પણ એમ ટંગાઇ રહ્યાથી રખેને તે જીવતો રહે એવી ધાસ્તીથી તેનું મોત જલદી લાવવા માટે તે તેના માથા તરફ એક પીસ્તોલ ફોડે છે કે તુરત તે મરી જાય. તે પીસ્તોલની ગોલી તેના માથાને લાગવાને બદલે છટકી જઇ જે દોરીથી પેલો ટંગાઈ રહ્યો હતો તે દોરીને લાગેછે,

જેથી તે દોરી તુટી જાય છે. તે જમીન ઉપર પડે છે અને દોરી ધીલી થવાથી તે હુશીઆર થાય છે. અને તેનો જીવ સલામત રહેછે.

હવે આએ બાબદમાં તેના દુશમનની બુરી ધારણાં (દુશમત)નું પરીણામ તો સારા કામ (હવરશત)માં આવ્યું કારણ કે પેલા ધણીનો જાન બચ્યો. પણ તેથી તે દુશમન ઇનસાફની નજરમાં થોડો ગુનહેગાર ઠરતો નથી, તેની ધારણા તો પેલાનું ખુન કરવાની હતી. તેનું પરીણામ સારૂં આવ્યું તેથી તે કાંઇ થોડી શીક્ષાને પાત્ર નહીં થયો. દીનકર્દના ઉપલા ભાગમાં પણ એવીજ રીતનાં વીચાર જણાવી કહે છે કે "દુન્યાને લગતા ઇનસાફની અંદર આએ દુન્યાના ન્યાયધીસોએ તેવા (દુશમતવાળા) આદમીઓનાં બોલવા ઉપર (ભરૂસો રાખી) ચુકાદો કરવો નહીં."

એ ઉપરથી માલમ પડે છે કે આપણા વચન (ગવશની) અને કામો (કુનશની) નો આધાર પણ આપણી મનસની ઉપર રહે છે. મનસની સારી તો સૌ સારૂં, મનસની ભુંડી તો સૌ ભુંડું. આપણા 'વોહુમન' નું તુરતનું પરીણામ 'હુમત' છે. જે 'હુમત'થીજ આપણ હુખત અને હવરશત ઓચરી અને કરી શકીએ છીએ. આપણા અકમનનું તુરતનું પરીણામ બુરા વીચાર છે જે બુરા વીચારથીજ એક માણુસ બુરા સખુન ઓચરવાને અને બુરા કામો કરવાને લલચાય છે.

એ ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે જરથોશતી ધર્મની નીતિની ફીલસુફીનો પાયો હુમત હુખત અને હવરશત છે. પણ તેમાં એ સઘળાંનો મુળ પાયો મુખ્ય કરીને એક માણુસના હુમત ઉપર વધારે આધાર રાખે છે, જો એક માણુસ હમેશાં નેક વીચારનેજ સંગ્રેહે અને બુરા વીચારને દુર કરે, પછી તેવા નેક વીચારનેજ આધીન થઇ વચનો ઓચરે તથા કામો કરે તો આએ ખાકી દુન્યાના બોહલા અને વીચીત્ર દરયામાંથી પોતાની જીંદગીની કીશતી ખરેખર સલામતી સાથ હાંકી જાય.

---

## આપણા ધર્મ પ્રમાણે નેકીનો બદલો બેહશત અને બદીનો બદલો દોજ઼ખ.

હવે જરથોશતી ધર્મે જેમ એક માણુસની નીતિની જીંદગીનો પાયો હુમત હુખત અને હવરશત ઉપર રચ્યો છે તેમ એઓ માટે વધતો ઓછો બદલો પણ ફરમાવ્યો છે. આપણે સાધારાણુ રીતે કહીએ છીએ કે 'કર ને જો' આએ દુન્યામાં છે. એ ખરૂં છે કે ઘણાંક માંણુસો પોતાની કરણીનાં ફલો આએ દુન્યામાં એક યા બીજે રૂપે થોડાં યા ઘણાં ચાખે છે ખરાં,

પણ આપણને કેટલાક દાખલાઓ એવા મલે છે કે જેમાં માણુસો એવાં ફ્લો ચાખતાં નથી. વખતે એવુંબી બને છે કે કોઇ માણુસ નેક વીચાર નેક વચન અને નેક કરણી પ્રમાણે ચાલે છે તે છતાં આએ ખાકી દુન્યામાં કેટલીક વાર તેનો બદલો નથી ચાખતાં, બલકે કેટલીક વાર આપણે તેઓને માહ દુ:ખ વેઠતાં જોઇએ છીએ. વલી બીજા હાથ ઉપર કેટલાંક પાપી માણુસો કે જેઓ હમેશાં પોતાની જીંદગી બુરા વીચાર, બુરા વચન, અને બુરાં કામોથી ગુજારે છે તેઓને આપણે આએ દુન્યામાં ઘણાં સુખી જોઇએ છીએ. પણ આપણે આએ દુન્યામાં એક નેક માણુસને દુ:ખી અને એક બદ માણુસને સુખી જોઇએ તે પેહલાં આપણે યાદ રાખવું જોઇએ કે "સાચું બોલનારને દલગીર થવું પડે છે ખરૂં, અને જુઠું બોલનાર ખુશી મેલવે છે ખરૂં, તો પણ યાદ રાખવું કે પેલો દાદાર અહુરમજદ એ બધું તેની સર્વ ઠેકાંણે હાજર રહેલી આંખોએ જોતો રહે છે (યજશને ૩૧. ફ. ૧૨–૧૩.) અને અંતે તેનો સાચ્ચો ઇનસાફ, રાસ્તી અને કાસ્તીનો બરાબર બદલો આપ્યા વગર રહેશે નહીં. આ વચન જેમ સાચ્ચું બોલનારાઓને દીલાસો તરીકે તેમ જુઠું બોલનારાઓને ચેતવણી તરીકે ઘણું ઉમદા છે. એ ઉપરથી આપણે યાદ રાખવું જોઇએ કે આએ પલ વારની દુન્યાની જીંદગી ગુજાર્યાં પછી બીજી ભવીષ્યની જીંદગી આપણુ ગુજારનાર છઇએ, કે જે જીંદગીમાં એક માણુસે આએ દુન્યામાં જે સારા વીચારો, તથા સારા વચનો અને સારા કામો, અથવા બુરા વીચારો, વચનો અને કામો વીચાર્યાં, ઓચર્યાં અને કર્યાં હશે તેનો બદલો અથવા સજા ત્યાં (યાને ભવીષ્યની જીંદગીમાં) મલશે.

'દાદસતાંનેદીની' નામની કેતાબ (પુરસેસ ૫ મી) માં એ વીશે સવાલ કરવામાં આવે છે કે 'આએ દુન્યામાં એક ભુડાં આદમી કરતાં ભલાં આદમી ઉપર શું કારણુસર વધારે જફા આવી પડે છે.' એનાં જવાબમાં કહે છે કે "ભલાં આદમીઓએ આએ દુન્યામાં જે સંકત વેઠયું હશે તેનો બદલો તેઓને પેલી જહાનમાં ખચીત મલશે, અને ભુંડાઓએ પોતાની ભુંડાઇ છતાં આએ દુન્યામા જે ખુશી યા સુખ જોયું હશે તે જે ગમી અને દુ:ખ તેઓને હવે પછી વેઠવું પડશે તેની સાથે સરખાવતાં ફકત પલ વારનું અને થોડા વખતનુંજ ગણાશે."

---

## જરથોશતી ધર્મ ભવીષ્યની જીંદગી માને છે.

**હવે એ ઉપરથી આપણુને કોઇ પુછે કે જરથોશતી ધર્મ ભવી-ષ્યની જીંદગી માને છે કે નહીં? તો આપણુ કહીશું કે આપણા અવ-સ્તામાં એ વીશે લખેલું છે, તે ઉપરથી સાફ માલમ પડે છે કે જરથો-શતી ધર્મ ભવીષ્યની જીંદગી માને છે. જો એ ધર્મ ભવીષ્યની જીંદગી નહીં માનતો હોય તો 'હુમત હુખત અને હવરશત'નાં પાયા ઉપર રચેલી નીતિની જીંદગીની બુલંદ ઇમારત તુરત હેઠે આવે પણ એમ નથી.** આપણાં ધર્મ પુસ્તકો અને તેમાં ખુદ ગાથાનાં લખાંનો ભવીષ્યની જીં-દગી અને રૂહનું અમર્ગપનું માંને છે. એ વીશેના દાખલા આપણુને નીચે પ્રમાણે મલે છે.

વંદીદાદની ૧૯ મી પરગરદ ફ. ૨૭ થી.તે ૩૨, વીરાફનામું બાબ ૪ થો, મીનોખેરદ બાબ ૨ જો, હાદોખ્ત નુસ્ક પરગરદ ૨ જી અને ત્રીજી, વીસ્તારપ યશત બાબ ૮ મો.

એ પ્રમાણે જરથોશતી ધર્મ ભવીષ્યની જીંદગી માની, આએ દુન્યાના આપણા નેક વીચારો, નેક વચનો અને નેક કામોના બદલા તરીકે બેહ-શતની, અને બુરા વીચાર બુરા વચન અને બુરા કામોની સજા તરીકે દોજખની હસ્તી માને છે. બેહશતને અવસ્તામા **વહીશત અહુ** એટલે સૌથી સરસ દુન્યા કરી કહે છે. એ શબ્દના **વહીશત** ઉપરથી ફારસી **બહેશત** શબ્દ થયો છે. એથી ઉલટ દોજખને અવસ્તામા **અચીશત અહુ** એટલે સૌથી ખરાબ મકાન કરી કહે છે દોજખને માટે બીજો બોલ **દોઝંઘ** કરી મલે છે જે ઉપરથી ફારસી **દોઝખ** બોલ નીકલેલો છે.

એ ઉપરથી માલમ પડે છે કે જરથોશતે પોતાની નીતિની જીંદ-ગીનો પાયો હુમત, હુખત અને હવરશત ઉપર રચી એવું શીખવ્યું છે કે તેનો બદલો પેલી દુન્યામાં બેહશત મેલવ્યાથી મલે છે, અને તેથી ઉલતાં કામોની સજા દોજખ પામ્યાથી મલે છે.

---

## મરણુ પછી માણસનું રૂહ કયાં જાય છે.?

**એક માણુસે આએ ફાની દુન્યામાં નેક યા બુરા વીચારો, વચનો, અને કામો અખત્યાર કર્યાં હોય તેના પ્રમાણુમાં તેના મરણુ પછી તેના રવાનની શી વ્યવસ્થા થાય છે તે નીચે જણાવેલાં આપણા ધર્મ પુસ્ત-કોમાંથી. ખોલ્લું માલમ પડે છે.**

હાદોખ્ત નુશક બાબ ૨ જો અને ત્રીજો, વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૨૭ થી તે ૩૨, વીરાફનામું બાબ ૪ થો ફ. ૮થી તે ૩૫, મીનો ખેરદ બાબ ૨ જો ફ. ૧૧૩ થી તે ૧૫૧, અને વીશતાશપ નુશક બાબ ૮ ફ. ૫૩ થી ૬૪.

ઉપલી સઘળી કેતાબોમાં એ બાબદ ઘણીખરી એક મલતી છે. એ કેતાબો પ્રમાણે એક માણસના મરણ બાદ તેનું રૂહ ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી આએ ફાની દુન્યાની હદમાં રહે છે. જ્યાં તે મરનારની છેલ્લી જગા હોય ત્યાં તે રૂહ એટલો વખત ભટકે છે. જો તે રવાન એક ભલા અને અશો માણસનું હોય છે કે જેણે આએ દુન્યામાં 'હુમત હુખત અને હવરશત' અખત્યાર કરયાં હોય તો તે રવાન નીચલા ગાથાનાં કલામો બોલે છે.

**અવસ્તા—ઉશ્તા અહ્‌માઇ યહ્‌માઇ ઉશ્તા કહુમાઇચીત્‌.**
**અર્થ**—"સુખ તેને છે કે જેને માટે (અહુરમજદ તરફથી) સુખ છે."

જો તે રવાન એક પાપી માણસનું હોય કે જેણે આએ દુન્યામાં 'દુશમત દુઝુખ્ત અને દુઝુહવરશત' અખત્યાર કર્યાં હોય તો તે રવાન તે મરનારના શરીર આગળ બેસી નીચલા ગાથાના કલામો બોલે છે.

**અવસ્તા—કામ્‌ નેમોઇ જામ્‌ કુથ્રા નેમો અયેની.**
**અર્થ**—"હું કેઇ જગ્યાએ ફરૂં અને કેઇ તરફ જાઉ?"

ત્રીજી રાતની સેવટે મરનારનું રવાન ૪થા દહાડાની બામદાદને વખતે આએ હાડમંદ દુન્યાની સેવટની હદ ઉપર આવી ઉભું રહે છે. તે જગાએ મીનોઇ જેહાનમાં જવા માટે ચીનવત નામનો પુલ હોય છે. ત્યાં તે માણસની સાંમે તેની કેરદાર (કરની) એક સ્ત્રીના રૂપમાં આવી ઉભી રહે છે. હવે જો તે રૂવાંન અશો માણસનું હોય છે તો તેની કેરદાર, દીનકર્દ બાબ ૭૫ માં જણાવ્યા પ્રમાણે "સારા ચેહરાવાલી, સીંગારેલા સરીરવાળી, જવાન છોકરીના તંન વાલી, અને કન્યાનાં નામવાળી" હોય છે. વંદીદાદની પરગરદ ૧૯ ફ. ૩૦ માં જણાવ્યા પ્રમાણે "સોહામનાં ઘાટવાલી, મજબુત, ખુબસુરત, અક્કલવાલી, ફરએ, કરામતવાળી, અને હુન્નરવાલી," તથા હાદોખ્ત નુશકના જણાવ્યા પ્રમાણે "સુંદર સફેદ હાથવાલી, જોરાવર, ખુબસુરત, દેલાવર કદવાલી, ઊંચી, ફરાખ છાતીવાલી, સરવનાં ઝાડ જેવી સીધી, ભલી, રોશન ચેહરાવાળી અને ૧૫ વરસની ઉમ્મરની" હોય છે. જો તે રવાંન એક પાપી માણસનું હોય છે તે તેની કેરદાર એક બુરી, કદરૂપી, બીહામની વેશીઆના તરીકાવાલી સ્ત્રીનાં રૂપમાં તેની સનમુખ આવે છે અશો

માણુસના સવાલના જવાબમાં તેની ખુબસુરત સ્ત્રી રૂપી કેરદાર તેને જ-વાબ દે છે કે હું તારી 'હુમત હુખત અને હવરશત' છું, એટલે 'તારા નેક વીચારો, વચનો અને કામોનું રૂપ છું.' (અવસ્તા હાદોખ્ત નુસ્ક ફ. ૧૧) પાપી માણુસના રવાનના સવાલના જવાબમાં તેની કદરૂપી કેરદાર તેને જવાબ દે છે કે 'અએ બુરી મનશની, બુરી ગવશની, અને બુરી કુનશનીના સખસ? હું તારી બદ કરની છું" (વીરાફનામું બાબ ૨૭)

હવે ત્રીજી બામદાદે આએ દુન્યાની હદની સેવટે આવ્યા પછી તે રવાંન જો અશો માણુસનું હોય છે તો તે ચીનવદ પુલ પસાર કરી જાય છે. એટલે જો તે રવાન એક એવા શખ્શનું હોય કે જેનાં આએ જેહાનનાં નેક વીચારો, વચનો અને કામો તેના બુરા વીચારો, વચનો અને કામો કરતાં એક તનાપુર અથવા એક રતીભાર પણ વધારે હોય છે તો તે પુલ પસાર કરવાને શકતીવાન થાય છે. પણ જો તે રવાંન એક એવા શખશનું હોય, કે જેનાં બુરા વીચારો, વચનો, અને કામો તેના ભલા વીચારો વચનો અને કામો કરતા એક તનાપુર પણ વધારે હોય છે તો તે પુલગુજાર થવાને શકતીવાન થતું નથી પણ ત્યાંથી નીચે દોઝખમાં જાય છે.

એ ઉપરથી આપણુને માલમ પડે છે કે આપણે આએ હાદમંદ દુન્યાંમાં જેવાં કામો કરશું તેવોજ બદલો તે મીનોઇ જહાનમાં પાંમશું.

આપણાં લોકોમાં એક કેહવત છે કે "કરણી તેવી પાર ઉતરણી" તેજ કહેવતને મલતો એક ફકરો આપણું પવીત્ર ગાથા અહુનવઇતીમાં એક ઠેકાંણે મલે છે. તેમાં કહે છે કે

**અવસ્તા–તેમ વાઓ અહુમ દ્રેગ્વંતો શ્કયોથનાઇશ્ ખાઇશ્ દએના નએષત્.**

(યશન હા ૩૧. ફ. ૨૦ મો.)

**અર્થ**—"અએ ગુનેહગારો! તમારાં કાંમોને લીધેજ તમારી કરણી તમુને (તમારે લાયકની) જગામાં ધસડી જશે."

ઉપલાજ ફકરાને મલતો એક બેત રૂહ શાદ દસ્તુર દારાબ પહાલન પોતાના બનાવેલા ફરજહાતનામામાં લખી જાય છે. તેમાં તે દસ્તુરાન દસ્તુર લખે છે કે.

**રવાંને ખેશરા હમખેશ ગમખુર, જનો ફરજંદરા ગમખાર મશમોર.**

એટલે કે "તારા આત્માની ફીકર તું પોતેજ રાખ, તારી ઓરત અને ફરજંદ તારી ફીકર રાખે તેને ભરોશે ના રહેતો."

એ ઉપરથી આપણુને માલમ પડે છે કે એક માણુસે આએ દુન્યામાં કીધેલાં ભલાં અથવા ભુડાં કરતુકનો હીસાબ તેને પોતાનેજ મહેર દાવર તથા રશને રાસ્ત હજુર ખડે પગે ઉભો રહીને આપવો પડે છે.

એ પ્રમાણે એક માણુસ આએ દુન્યાના પોતાના ભલાં કરતુકનો બદલો બેહશતમાં અને બુરાં કરતુકનો બદલો દોઝખમાં મેલવે છે.

હવે આપણે જરથોશતી ધર્મની નીતિની ફીલસુફીની જે તપાસ કીધી તેની મતલબ એજ છે કે આપણુ માણુસજાતની ફરજ છે કે અહુરમજદની બે શકતીઓમાંથી સ્પેન્તામીનોની વૃધી કરનારી શક્તી પ્રમાણે ચાલવું, અને તેમ કરવા માટે આપણુને લાઝેમ છે કે આપણા 'વોહુમન'ના આંકોશ તલે આપણે રહેવું, કે• જે વોહુમન આપણુને હુમત હુખત અને હવરશતનો માર્ગ અખત્યાર કરવાને ફરમાવે છે. એ માર્ગ અખત્યાર કરવાથી આપણે આંપણી ભવીષ્યની જીંદગીમાં બેહશતને દવાર જઇ પોંહચીએ છીએ. અલબતે વોહુમનના આંકોશને તાબે થઇ 'હુમત હુખત અને હવરશત'નાં માર્ગ પ્રમાણે ચાલવું આએ દુન્યામાં ઘણું મુશકેલ છે, પણ એ મુશકેલ રસ્તો પસાર કરી જે મકાંને આપણુ પોંહચીશું તે હંમેશગીતું રોશન અને પુરતાં સુખવાલુ સૌથી સરસ મકાન છે. અલબતે અકમન'ની રહેબરી તલે પકડેલો 'દુશમત દુઝુખ્ત અને દુઝુહવરશત'નો રસ્તો ઘણો સહેલો અને આસાન લાગશે પણ તે માર્ગે જે મકાને તમો પોંહચશો તે મકાન "હમેશગીના: અંધકાર અને દુ:ખવાળું સૌથી બુરૂં મકાન "છે. ત્યારે આપણે માટે પસંદ પડતું શું છે? આએ પલવારની દુન્યામાં 'મલતી મુશકેલી પછી પ્રાપ્ત થતું જાથુકનું સુખ કે આએ ક્ષનભંગુર દુન્યાની થોડીક મજાહ અને સુખ બાદ મલતું જાથુકનું દુ:ખ ? ખચ્ચીત એક ડાહ્યો માણુસ પેહલાનેજ પસંદ કરશે.

આએ ફાની દુન્યાના દરયાવમાં આપણી જીંદગીનાં વાહાણુને જો આપણ વોહુમન સુકાનીને સોપશું તો તે આપણુને 'હુમત હુખત અને હવરશત'નાં ભર દરયાના મુશકેલ માર્ગે લઇ જશે ખરો પણ તે આપણા વાહાણુને એક સલામત બારાંમાં દાખેલ કરશે કે જ્યાં આપણ આપણી મંજલના નફા તોટાની હીશાબ સુર્ખરૂઇ સાથ અને હશતે ચેહરે આપીશું પણ અગરજો આપણ આપણી જીંદગીના વાહાનને 'અકમન' સુકાનીને શોપશું તો તે આપણુને 'દુશમત દુઝુખ્ત અને દુઝુહવરશત'ના કીનારાના આશાન માર્ગે લઇ જશે ખરો પણ તે આપણા વાહાણુને ખડકોપર ભાંજી નાખશે. આપણી જીંદગીની ગાડી જો આપણ 'વોહુમન' ચાબુક સવારને સોપશું તો આએ દુન્યાઇ મોહલ્લામાં નડતી હજારો લોભ• લાલ-

ચો અને હવસોની ભીડમાંથી તે સલામત હાંકી જશે, પણ જો 'અકમન'ને સોપશું તો એ ભીડમાંની કોઇક સાથ ગાડીનું ચક્ર ભેરવી નાખી આપણને નુકસાન કરશે. આપણા 'વોહુમન'ને આધીન થઇ "હુમત હુખત અને હવરશત" મારફતે આએ દુન્યામાં રાજ્ય ચલાવીશું તો આપણ એક આપઅખતીઆર પાદશાહ તરીકે રાજ્ય ચલાવીશું. અને સેવટે પણ સ્વતંત્ર રહીશું. પણ 'અકમન'ની રેહબરી તલે "દુશમત દુઝુખત અને દુઝુહવરશત"ની મારફતે રાજ્ય કરશું તો થોડોક વાર એક જુલમગાર પાદશાહ તરીકે જાહોજલાલીથી રાજ્ય કરશું પણ આખરે આપણ એક ગોલાંમ થઇ પડશું. મોટાં શહેરો અને કીલ્લાઓજ જીતવામાં બહાદુરી નથી, પણ પોતાની મનશની ગવશની અને કુનશની પર કાબુ રાખવામાં પણ બાહદુરી છે, જે માણસે પોતાની મનસની, ગવશની અને કુનશની ને પોતાના તાબામાં રાખી, તેનાં જેવો સુખી આએ તથા મીનોઇ જેહાનમાં બીજો કોઇ નથી. તેજ શખશ હોરમજદને ખુશી કરનાર તથા તેની વૃધી કરનાર શકતીને તાબે રેહનાર છે અને તેજ શખસ એક ખરો મજદયશન જરથોશતી છે.

---

## એ વીશે બીજા ધર્મોમાંથી મળતું વર્ણન.

## જરથોશતી ફીલસુફી ઉપરથી યહુદી ફીલસુફી.

હવે આપણે સારી પેઠે જાણી ચુકા કે જરથોશતી ધર્મમાં નેકી અને બદીની (વૃધી અને નાશ કરનારી) બે એકએકથી ઉલતી શકતીઓ છે, જેઓ એકએકની હરીફ હોવા છતાં એકએકને મદદ કરનારી અને એકએકના ભાઇ સરખી શક્તીઓ છે. તેઓ 'સ્પેનતોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ નામની શક્તીઓ છે. તેઓ બંનેને એકજ કીરતારે પેદા કીધેલા છે, જે કોઇજ નહીં પણ અશો જરથોશતે જાહેર કીધેલો અહુરમજદ છે. એ બંધે મીનો શક્તીઓ કોઇજ નહીં પણ રોશની અને અંધકાર ઉપર મવક્કલ કીધેલી શક્તીઓ છે. અહુરમજદને મલતી શક્તી આ બાબદમાં યાહુદીઓનો ખોદા જીહોવાહ(Jehovah) પણ ધરાવતો જણાય છે. એક ઠેકાણે * તે એમ કહેછે કે "રોશણી હું બનાઉ છું, અંધારૂં હું પેદા કરૂંછું, સુલહે હું કરૂં છું, બદી હું પેદા કરૂં છું, હું જે કીરતાર છું તે એ ચીજો કરૂં છું." હવે ઉપલી બંને શક્તીઓના જોડીઆપણા વીશે ગાથા વાણીમાંથી જે ઇસારા આપણને મલે છે તેવા અવસ્તામાંથી

* બાઇબલ, ઇસાયા મકરણ ૪૫. ફ. ૭.

મલતા નથી. હવે આપણે જાણવું જોઇએ કે મીસરી લોકોમાં પણ 'ઑ-સીરીસ'' અને 'ટાઇફોન' નામે બે દેવતાઓ નેકી અને બદીનું મુળ દાખલ ઓલખાતા હતા. તેઓ જેમ દેવતા દાખલ એકએકનાં ભાઇ હતા તેમ નેકી અને બદી પણ એકના ભાઇ (યા બેન) દાખલ ઓલખાયા હતા પણ હીરોદોતસ લખે છે કે પાછળથી મીસરમાં એક પરદેશી પ્રજાનો અમલ ચાલુ થયોકે જે પ્રજાનેબી નેકી અને બદીની બે એકએકથી ઉલટી શકતીઓ વીશે ખબર હતી) તે પ્રજાએ મીસરી લોકોને સમજાવ્યા કે બદી કંઇ કોઇ ગુણગારી શકતી નથી તે તો પાપ છે, અને પાપથી કોઇબી દહાડે ફાયદો હોયજ નહી માટે તમે બદીની પુંજા શા માટે કરો છો? આ ઉપરથી મીસરી લોકોએ બદીને પાપ ગણ્યું અને તેનાં મવક્કલ દેવતા 'તાઇફોન' ને એક મોટા સાંપ યા મગરમચ્છ રૂપે ચીતારોમાં પાડવા લાગ્યા. એજ પ્રમાણે જરથોશતીઓમાં પણ પાછલથી અંગ્રમીનો એટલો બધો ધીક્કારમાં આવી પડયો કે તે બદીનો (બદ પેદાયસનો) સાહેબ હોય એમ તેને દેખાડવામાં આવ્યો અને તેથીજ ગનામીનો સપેનામીનોનો એક મદદગાર નહીં પણ દુશમન શકતી થઇ પડી, એટલુંજ નહી પણ તેના હરીફ દાખલ સપેનામીનોને બદલે એ બંનેને શકતીઓના પેદા કરનાર અહુરમજદનું નામ દાખલ થયું.

---

## ગનામીનો ઉપરથી 'શેતાન.'

યહુદીઓ સેમેટીક ટોલાના લોકો છે, તેમનો ધર્મ અને ભાષા સેમેટીક મુળમાંથી ઉગી નીકલેલા છે, તોપણ એ લોકો, યા તેમનો ધર્મ કે ભાષા, આજ કાલના નથી. યહુદીઓ અને તેમનો મજહબ પુરાનો છે. જ્યારે એક ગમ ઇરાન અને હીંદુસ્થાન, અને બીજી ગમ મીસર અને યુનાન, એ મુલકોની વચ્ચે વસનારા લોકો અજ્ઞાન, જંગલી અને એક ખરા ધર્મના પ્રકાશ વીનાના હતા ત્યારે યહુદીઓ ધર્મ ધરાવી જાણતા હતા. તે વખતે તેમનો મોટો અને મુખ્ય પેગંબર મુસા તેમને ધર્મનીતિ શીખવી ચુકયો હતો એમ છતાં પણ જરથોશતી ધર્મ શાથ સરખાવતાં યાહુદીઓનો ધર્મ પાછલા વખતનો ગણાય છે. નામીચો રૂમી ફીલસુફ પ્લીની હજરત જરથોશત અને મુસા પેગંબરનાં જુદા જુદા ધર્મોમાં દેખાડેલી અને શીખાડેલી લગભગ એક સરખી નીતિ ઉપરથી તેઓ બંનેને સરખાવી ગયો છે, પણ તે જરથોશતને મુસાની ઘણા વરસો આગમજ મેલી ગયો છે. હવે આ ખોલાસો કરવાનું કારણ એ છે કે યાહુદીઓનાં ધર્મનાં કેટલાંક ફરમાનો વીગરે જરથોશતી ધર્મનાં ફરમાનોને આબાદ

મલતાં આવે છે, એટલુંજ નહીં પણ અવસ્તામાં ગનામીનો વીશે જે કાંઇ લખેલું છે તેને બરાબર મલતી આવતી હકીકતો યહુદીઓના ધર્મ-માંથી 'શેતાંન' વીશે મલી આવે છે. આ સઘલા મુકાબલાઓ વીદ્વાનો કબુલ રાખેછે, તોપણ યહુદીઓએ પોતાનાં ધર્મની ફીલસુફી જરથોશતી ધર્મ ઉપરથી રચી હોય એમ માનવાને પ્રોફેસર મેકસમુલર અને બીજાઓ ના પાડે છે. કદાચ આ વીદ્વાનોની તકરાર ખરી હશે, પણ તેમની તકરારને કેટલેક દરજ્જે લુલી કરનારી એક વાત એ જાહેર થઇ છે કે જે વખાણ પાછલા વખતમાં જરથોશતની ફીલસુફીને આપવામાં આવી છે, તેજ વલાણ યહુદીઓએ પણ પકડી છે, અને તે વલાંન તદન ખોટી છે તે ખોટી છે એટલા માટેજ એક ધર્મવાલાની બીજાએ નકલ કીધેલી જાહેર થાય છે. જરથોશતે ગનામીનોને સપેંનામીનોનો જોડીઓ ગણીઓ છે અને તેઓ બંનેને અહુરમજદની બે એક સરખા દરજ્જાની શક્તીઓ દાખલ દેખાડ્યા છે, પણ પાછલથી એ બંને શક્તીઓનો તોડ નહીં સમજ પડયાથી અથવા બીજા કોઇ ચોકસ કારણોને લીધે જેમ એ ફીલ-સુફીને ફેરવી નાખીને ઇરાંની મગજે ગનામીનોને સપેનામીનોનો હરીફ દેખાડવાને બદલે અહુરમજદનો હરીફ ચોકી બેસાડયો, તેમજ યહુદીઓનાં ધર્મમાં પણ થયલું જણાય છે. તેમાં તેમનાં ખોદા જીહોવાહના હરીફ દાખલ શેતાન (Satan) ઉપજાવી કહાડયો છે, કે જે પ્રથમ એક ફરેશતો (ખોદાની મીનો શક્તી ગનાંમીનો) હતો, પણ પાછળથી તેણે બલવો ઉઠાવવા માટે તેને દોજખના અંધકારમાં ઊંધો નાખ્યો હતો. પ્રોફેસર રૉથ કહે છે કે જરથોશતી અને મીસરના પુરાંતન લોકોની અસલી ફીલસુફી ઉપરથી આજની નવી ફીલસુફીએ જન્મ લીધો છે. તે અને બીજા જર-મન વીદ્વાનોના મત મુજબ યહુદી, દેવતાઓની ઉત્પતી અને બીજી સફાઇ સુધડાઇ વીશેની ફીલસુફીનું મુળ જરથોશતી ફીલસુફીમાં મળે છે. એ આધાર ઉપરથી આપણ કહી શકીશું કે યહુદીઓના 'સેતાન'ની ઉત્પતી જરથોશતીઓના ગનામીનો ઉપરથી થઈ છે.

---

## સપેનાંમીનોને મલતો યહુદી ફરેસ્તો ગેબ્રીઅલ.

આ શેતાન સાથ જ્યારે યહુદીઓનાં ખોદાનાં ફરેસ્તાઇ લશ્કરને લડાઇ થતી ત્યારે ગેબ્રીઅલ (gabriel) નામનો ફરેસ્તો આકાશી ફોજ લઇને લડવા જતો હતો. તે આ લશ્કરનો વડો હતો. તે શેતાનનો મોટો હરીફ હતો. તે ખોદાની પેદાયશનો ચોકીબાંન હતો. પેદાયશની તે પાશ-

બાંની કરતો હતો.[1] હવે આ ગેબ્રીઅલનાં કાંમો, આ ઉપરથી સ્પેનાં-મીનોને બરાબર મલતાં આવે છે.

---

## ગનામીનો અને સેતાન.

યહુદીઓના ઉપલા ફ્રેરેસતાના ટુક બીઆન ઉપરથી આપણુને માલમ પડે છે કે ગેબ્રીઅલ સપેનામીનોની માફક ઇનસાનને નેક માર્ગ બતલાવનાર છે, તે દેવોને મારનાર છે, અને અંધકાર (શેતાન) ને દફે કરનાર છે. યહુદીઓએ ખોદાની પેદાયશના મોટા શત્રુ દાખલ, તે પેદાયશનો નાશ કરનાર દાખલ, શેતાનનાં નામથી જેને ઉપજાવી કહાડયો છે તે કોઇજ નહીં પણ સપેનામીનોની પેદાયસનો નાશ કરનાર તેનો હરીફ ગનામીનોછે. શેતાન જેમ પ્રથમ ખોદાનો એક મુરમંદ ફ્રેરેશતો હતો તેમજ ગનામીનો પણ તે કીરતારની એક એજમતી શક્તી દાખલ પેહલાં ઓલખાયો હતો, પણ જેમ પાછળથી શેતાને ખોદા સામે બલવો કીધો તેમ ગણામીનો પણ પોતાના રોશણી અને વૃધ્ધીથી ઉલટાજ કામોને લીધે બુરો અને પાપી ગણાયો અને શેતાનની માફક ધીક્કારમાં આવ્યો.

જેમ શેતાન ખોદાની પેદાયશનો નાશ કરનાર છે તેમ ગનામીનોબી છે. શેતાન ખોદાનો શત્રુ છે તેમ ગનામીનો પણ 'વેરેથ'ના નામથી એક શત્રુ દાખલ ઓલખાયો છે. શેતાન એક મોટો સર્પ છે, તેમજ ગનામીનો (જંદમાં 'અઝી' અને સંસ્કૃતમાં અહીના નામથી) એક મોટા અજદહા 'અઝી-દહાક' દાખલ ઓલખાયો છે. વળી શેતાન દેવોનો સરદાર છે, ઉંડા ખોહમાં તે પડેલો છે, જેઓ ના તાબેદાર છે તેઓને તે ઉશકેરનારો પાપી છે, તે ખુની અને જુઠો છે; અને એ સઘલાં ફેલો અને એથી વધારે ગનામીનો પણ ધરાવે છે. શેતાનને દોજખમાં મજબુત સાકલ વડે બાંધેલો છે. અને ગનામીનો (પાછળથી અઝીદહાકને) માટે પણ એવીજ દંત કથા છે. પ્રથમ તે એક સર્પ હતો અને એક સર્પ થઇને તેણે રોશનીનું રાજ છીનવી લીધું હતું. એ લુટી લીધેલું રાજ જ્યારે તેની સોડેથી મેલવવામાં આવ્યું ત્યારે તે સર્પનો પરાજય થયો, એટલે અંધકાર દફે થયો અને રોશની ફેલાઇ. પાછલથી અઝીદહાક સર્પનાં આકારનાં અંધઃકારને નામે ઓલખાતો બંધ પડયો. અને જોહાકને નામે આ દુન્યાનો એક ઘાટકી પાદદશાહ થઇ લાગ્યો, જેને પાદશાહ ફરેદુને હરાવીને દેમાવંદ

---

[1] ગેબ્રીઅલ વીશેની યહુદી દંત કથા.

કોહના ઊંડા ગારમાં કેદ કીધો છે. દંત કથા છે કે ત્યાં અજીદહાક દરરોજ પોતાને બાંધેલી સાંકલ ચાવે છે અને મરઘો બોલવા આગમજ તેને બાલ જેવી બારીક કરી નાંખે છે, પણ તુર્ત મુર્ગનો પોકાર થતાંજ એ સાંકલ અગાઉના જેવી જાડી થઇ જાય છે. જોહાકની કલ્પનાં અસલ ગનામીનો ઉપરથી થયલી આ ઉપરથી ચોક્કસ થરે છે. (જોહાકની ખાંધે ઉગેલા બે સર્પો વીશે બીજાઓ ગમેતે બોલે પણ દંતકથા આપણને સમજ પાડે છે કે આ સર્પો માત્ર ગનામીનોની સંજ્ઞા છે. દંતકથા મુજબ જોહાકને બાંધેલી સાંકલનું બારીક થવું તે રાતની અંધારીનો ભારી દોર દેખાડે છે, અને મુર્ગનાં પોકારથી તે સાંકલે અસલ રૂપ પકડવું તે રોશની માલુમ પડતાંજ અંધઃકાર નાબુદ થવાની નીશાંન બતાવે છે.)

---

## રોશની અને અંધઃકાર વચ્ચે લડાઇ.

એ રીતે જોતાં શેતાન અંધઃકારનો દેવ ઠરે છે અને તેને ગેબ્રીઅલ ફરેસ્તો લડાઇ કરીને હરાવે છે. એ બીનાં સપેન્તમીનો અગ્રમીનોને દફે કરે છે તેને આબાદ મલતી આવે છે. આ મુકાબલાવાલો બનાવ કંઇજ નહીં પણ એટલુંજ દેખાડે છે કે રોશની અને અંધકાર વચ્ચેની આ લડાઇ છે, જેમાં અંતે રોશનીની ફતેહ થાય છે. એ લડાઇ રોજીંદી છે. તે ઇનસાંન જાતનાં ફાયદાને માટેની લડાઇ છે. એ લડાઇ તમાંમ પેદાયસની વૃધી અને આબાદીને માટે અવશ્યની છે. એ લડાઇ લડનારા બંને સરદારો એકએકનાં ગમે એવા કટ્ટા શત્રુઓ આજે આપણને દેખાતા હોય તોપણ તેઓ પેદાયશને ગુણગારા અને વલી એકએકને ફાયદો કરી આપનારા શત્રુઓ છે. તેઓ શત્રુઓ હોવા છતાં મીત્રો છે. તેઓ મીત્રો હોવાને લીધેજ આ લડાઇ ચાલુ રહી છે. જો તેઓ શત્રુઓ હોત તો લડાઇની આખેરીએ જેની ફતેહ થાત તેનુંજ રાજ લાંબી મુદત સુધી ચાલ્યા કરત; કેમકે પોતાનાં હરીફની હાકમી એક વાર જીતી લીધા પછી ફતેહમંદ રાજા તે હાકમી કદી પાછી આપી દે નહીં. પણ આ લડાઇમાં તેમ બનતું નથી. તેમાં અવાર નવાર બંને રાજાઓની એકએક ઉપર ફતેહ થાય છે. લડાઇ દહાડામાં બે વાર ચાલે છે, જેમાં દરેક સરદારની એક પછી એક તેમનો વડો કરાવી આપે છે. એ બંને સરદારોનો પાદશાહ તેમને એકએક ઉપર ફાવવા દે છે. એ સરદારો સપેનાંમીનો અને ગનામીનો છે, તેઓ વૃધી અને નાશ કરે છે. તેઓ રોશની અને અંધકાર છે. તેમનો પાદશાહ તે અહુરમજદ છે. તે તેમનો કર્તા છે. આ

લડાઇનો કર્તા બી તેજ છે. અંધારૂબી તેજ પેદા કરે છે, કેમકે જેવી રોશની પેદાયશને અવશ્યની છે તેવોજ અંધકાર પણ છે. નાંશબી તેજ કરે છે, કેમકે જેવી વૃધી પેદાયસને જરૂરની છે તેવોજ નાશ પણ છે. નાશનાં ફાવ્યાથીજ વૃધી થાય છે, અને વૃધી થઇ કે તે નાશ થવાને પાત્ર છે. વૃધી નહી હોયતો નાશ પણ નહી હોય, તેમજ નાશ વીના વૃધી પણ થઇ શકતી નથી અંધકારમાંથીજ રોશની પેદા થાય છે. અને તેમજ રોશનીનો નાશ પણ અંધકારથીજ થાય છે. વૃધી રોશનીમાં વીષેશ જણાય છે. માણસો નેક કામો રોશનીના બલથી કરી શકે છે. અને ચોરો તથા લુટારાઓનો અટકાવ, દુઃખનું નીવારણ, બદબોઇ તથા ખરાબ હવાનું દુર થવું એ રોશનીનાં બળથી થઇ શકે છે. નાશ અંધકારમાં વીષેશ હોય છે. માણસો ચોરી લુટફાંટ અને બીજાં ગુનાહનાં કામો, અંધારાના બલથી કરી શકે છે. અને અંધારાને લીધે રોગોનો ઉપદ્રવ, હવામાં ખરાબ અસર અને પેદાયશની અંદર બદબોઇની ઉત્પન્નતી થાય છે. અને તેથીજ ઉપલી બંને શકતીઓ વચ્ચે લાંબા વખતનો ઝઘડો ચાલુ છે, તો જોકે તેઓ બંને એકએકની મદદગાર છે. વૃધીનો નાશ થવા પછી પાછી વૃધી થાય છે અને વલી પાછો નાશ થાય છે. એજ પ્રમાણે રોશની ગુમ થવા પછે—અંધારૂં પડવા પછી—પાછી રોશની પેદા થાય છે. અને તેની પુઠે પાછુ અંધારૂં થાય છે. દરરોજ એમ બને છે; દર પલે એમ બને છે. રોશની અને વૃધી એ બંનેના બાબમાં એમજ બને છે. જેમ સ્પેન્તો મઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ એ બંને મીનો શકતીઓ એકએકના હરીફ હોવા છતાં એકએકને મદદગાર છે તેમજ રોશની અને અંધકારનું સમજવું. તેઓ હરીફો છે પણ પેદાયશને માટે અગત્યના હરીફો છે. તેમની હરીફાઇથી પેદાયશની વૃધીમાં વધારો થાય છે. અગરજો તેમની હરીફાઇ નહી હોય, સદાકાલ સુધી પેદાયશ એકની એકજ હાલતમાં રહી જાય તો તેના અનંત નાશ શીવાયે બીજો માર્ગ હોયજ નહી. માટે તે અજીમ ખુદરતના એકના એક કીરતારે આ કામ ગમે એવું એકએકથી ઉલટું કીધેલું આપણી સાદી આંખે દેખાય તોપણ તેણે તે નેકજ કીધું છે. અને પોતાની પેદાયશના ફાયદાને માટેજ કીધું છે. રોશની અને અંધકાર વચ્ચેની લડાઇ, તેમજ આ શૃષ્ટીના તરેવાર એકએકથી ઉલટા ફેરફારો, કે જેમાં નેકી અને બદી સમાએલાં છે તેઓ વચ્ચેની લડાઇ, પ્રાચીન કાલથી ચાલુ આવી છે. એમ અર્વાચીન કાલમાં ચાલે છે. ભુત અને વર્તમાન કાલમા જે લઢાઇ પેદાયશના ફાયદાને માટે થઇ છે અને થાય છે તેજ ભવીષ્યમા પણ થશે. દુન્યાની સરૂઆતથી તે આખેર સુધી એજ

યુદ્ધ કાયમ રહેશે, અને ત્યાં સુધી સપેનામીનો દુન્યાની વૃધી કરવા માટે ગનામીનોને મારતો રેહશે.

આપણા આએ રેસાલાનો ટુક સારાંસ એ છે કે આપણ સવ જરથોશતીઓ એ આપણા પેગંબરના ફરમાન પ્રમાણે ચાલવું. અહુરમજદને સર્વનો પેદા કરનાર તરીકે ઓલખવો, અને તેની પેદા કીધેલી બે શક્તીઓમાંની વૃધી કરનારી શક્તીની તરફેન કરી નેકીના કામો કરવાં, તથા નાશ કરનારી શક્તીને તોડી ભુંડા કામોથી દુર રહેવું. આપણા પેગંમબરની આએ શીખામણ આપણે કદી ભુલવી નહીં. તેની જાહેર કીધેલી નીતીની ફીલસુફીને માન આપી, તેને પગલે ચાલવાની દરેક જરથોશતીઓએ પોતાની ફરજ સમજવી. આપણા પાક અવસ્તામાં ઘણે ઠેકાણે એવું લખાણ આવેલું છે કે "હું દુશમન ઉપર ગાલેબ થાઉ, ભુંડાઓને આજેજ કરૂં, દરૂજને નસાડું, દેવોની સામે હઠીયાર ભીડુ, ચોરો અને લુટારાઓને અશક્ત કરૂં, ભુખ અને પયાસને દુર કરૂં, ભુંડાઇને હાંકી કહાડું, રાસ્તીને, ઇનસાફને, પવીત્રાઇને, તૃપ્તિને, આબાદીને, સુખશાંતી અને વ્યવસ્થાને સર્વ તરફ કાયમ કરૂં." એ ઉપરથી આપણને માલમ પડે છે કે આપણો ધર્મ ના હીંમત થઇ ને દરી જવાને, અથવા સુસ્તીથી પડી રહેવાને, અથવા આલસાઇથી અધરૂં મુકવાને શીખવતો નથી. જરથોશતે જે ધર્મ આપણને શીખવ્યો છે તે બદીથી દરવાનો અને ખોટાઇ તથા દુઃખોને ખમ્યા કરવાનો નથી, અથવા બદીની આગલ નમીને કાકલુદી અને ખુસામતથી તેનું મોંહ દાબવાનો નથી, પણ હીંમતથી બુરાઓની સામે લડત ચલાવીને અને ખરાબીઓને તોડીને તેઓ ઉપર ગાલેબ આવવાનો છે. એ ધર્મ દુન્યાને નેકી અને બદીના (સ્પેન્તો તથા અંગ્રમઇન્યુશના) બે પક્ષો વચ્ચે થતી ખરેખરી લડાઇનું મેદાન કરી સમજે છે, અને દરેક માણસના આત્માને કોઇબી વીચાર, વાણી, અને કામ કરતી વખતે તે બેમાંના એક પક્ષ તરફથી લડતો જુએ છે, અને દરેક ઇનસાનને નેકીની પક્ષ પકડીને લડવા ફરમાવે છે. તે એવું શીખવે છે કે આ જંગના મેદાનમાં તમારી ખુશી હોય અથવા ન હોય તોબી તમુને લડવું પડશે અને બેમાંથી એક બાજુ લેવીજ પડશે, તમુને આળસુ, અતરંગ અથવા ધચુપચુ રહેવા દીધામાં આવશે નહીં. તમે ના હીંમત બીહકન અથવા નબલા થશોતો તમારા હકમાં કંઇ ભલું કરી શકશો નહીં. માટે અશો જરથોસ્ત પોતાનો ધર્મ સમજાવતાં કહે છે કે ભલાંઓની (યાને સપેનાંમીનોની) સંઘમાં રહીને દલેરીથી લડો, અને બુરાઓની (યાને ગનાંમીનોની) ફોજને હીંમતથી તોડો.

વંદીદાદની ૧૯ મી પરગરદમાં અશો જરથોશતનો ટુક અહેવાલ આવેલો છે તે ઉપરથી આપણને માલમ પડે છે કે પેગંમબરી દાવાની સરૂઆતને વખતે તેવણને પોતાનાં કામથી પાછા રાખવાને માટે દેવો (યાને ગનામીનોની પક્ષનાં) ની તરફથી જીવ લેવાની ધમકીઓ આપવામાં આવી હતી. પણ તે વખતે અશો જરથોશતે સાહુચેતી અને હીંમતથી પોતાનો ઠેડાવ મજબુત રાખ્યો હતો, ધાસ્તીથી અથવા નાંઉમેદીથી પાછા હટી ગયા હતા નહીં. અને નીચે જણાવેલા અવસ્તાનાં પાક કલાંમોથી પોતાનો મજબુત ઠેડાવ જણાવ્યો હતો કેઃ—

**નોઈત્ હે અપસ્તવાને વંઘુહીમ્ દએના માજદયસ્નીમ્ નોઇત્ અસ્તચ નોઇત્ ઉશ્તાનેમ્ચ નોઇત બઓધસ્ચ વીઉર્વીસ્યાત.***

**અર્થ**—(અશો જરથોશત ગનામીનોને કહે છે કે) (અગરજો મારાં) હાડકાં તથા (મારો) જીવ તથા મારી બુદ્ધી જુદી પડે, (તોપણ) હું ભલી માજદયસ્ની દીનને ધીક્કારીશ નહીં.

આ પ્રમાણે અશો જરથોશ્ત પોતાના જાનની પણ દરકાર ન કરતાં હીંમતથી ગનામીનોની સામે થયો હતો. એ વીશેના લખાણો અવસ્તા (મુખ્ય કરીને ગાથા) વાણીમાંથી જગેજગ આપણને મલે છે. ઘણી વખતે આપણા અશો જરથોશતને નીષ્ફલતાઓ મલી હતી, ઘણી વખતે દુઃખો પડયાં હતાં, ઘણી વખતે કડવી ફરીઆદો કરવી પડી હતી, એક જગાએથી બીજી જગાએ અને એક પ્રાંતથી બીજે પ્રાંત નીકલી જવું પડયું હતું. તવંગર તેમજ ગરીબ રાજા તેમજ રંક તે અશો નરની સોડ સોધતા નહીં હતા. તેઓ તેને હેરાંન કરતા હતા. તોપણ અશો જરથોશતે પોતાનું દેવોની સામે ઉઠાવેલું જંગ ચાલુજ રાખ્યું હતું.

હવે અશો જરથોશતના ઉપલા દાખલા ઉપરથી દરેક જરથોશતીએ જે શીખવાનું છે તે એટલુંજ કે તેણેબી પોતાના પેગંમબરને અનુસરીને કોઇબી જાતની ખોટાઇને સાંખીને બેસવું નહીં, તેની આગળ નમી પડવું નહી, તેને તહાડી મીઠી રાખવાની તજવીજ કરવી નહી, પણ જે ઘડી તેને કોઇબી બાબદમાં, દુનીઆઇ ચીજોમાં કે માણસોની વૃતણુંકમાં, વીચારમાં, વાણીમાં, કે કર્મમાં; પોતામાં કે પારકામાં, જે કાંઇ ખોટું જણાય તેની સાંમે તેજ ઘડીએ લડત સરૂ કરવી અને વગર વખત ખોહવે તેમાં સુધારો કરવો. તેમ કરવા જતા જે કાંઇ મુશકેલીઓ નડે,

* વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૭.

. ..નુ

.. -ડચણો પડશે, પણ

.શત જેવા સપેહસાલારના લશ્ક-

, સુસ્ત અને આલસુ સીપાહને કશી આબરૂ

. ...રાતા રાત અને દીવસ સરોશ ઇજદની મીશાલે દેવોના સર ઉપર ગરૂજનાં ફટકા નહી લગાવે તે જરથોશતની ફોજમાં બેગાના જેવો છે. જો તે દેવોની ખુશાંમદ કરે, જો તે તેઓની આગલ સર નમાવે, જો તે તેઓથી આજેજ થઇને હારી ખાય તો તે શરમીંદો અને ગુનેહગાર છે.

———